# અશ્વપરીક્ષા.




કિમ્મત સાત આના.

The Department of Public Instruction, Bombay.

# HANDLING OF ANIMALS

COMPILED BY

AHMED ISMÂIL SHAIKH, G.B.V.C.,

TEACHER, SALUTARY CERTIFICATE COURSE,

*VETERINARY COLLEGE, BOMBAY.*

TRANSLATED INTO GUJARATI

BY

ÂTMÂRÂM MOTIRÂM DIWÂNJI, B. A.,

ASSISTANT TEACHER, MALE TRAINING COLLEGE,

AHMEDABAD.

500 Copies.



BOMBAY.

GOVERNMENT CENTRAL BOOK DEPÔT.

1905.



Price 7 Annas.

મુંબઈ ઇલાકાનું સરકારી કેળવણીખાતું.

# અશ્વપરીક્ષા.

રચનાર

**અહમદ ઇસમાઇલ શેખ, જી. બી. વી. સી.,**

મુંબઈની વેટેરિનરી કૉલેજના સૅલ્યુટરી સર્ટિફિકેટ કોર્સના શિક્ષક.

ગુજરાતીમાં ભાષાંતરકર્તા

**આત્મારામ મોતીરામ દીવાનજી,** બી. એ.,

અમદાવાદની મેલ ટ્રેનિંગ કૉલેજના ઍસિસ્ટંટ શિક્ષક.

પ્રત ૫૦૦.



**મુંબઈ.**
ગવર્મેન્ટ સેંટ્રલ બૂક ડીપો.

સને ૧૯૦૫.



**કિમ્મત સાત આના.**

# અશ્વપરીક્ષા.

## પ્રકરણ પહેલું.

### પાળેલાં પ્રાણી અને તેના વિશેષ ગુણો.

ઘોડો, ગધેડો, બળદ, ઘેટું, બકરું, ઉંટ, ડુક્કર, હાથી, કુતરો, બિલાડી, અને સસલું એઓ કરોડવાળાં સસ્તન પ્રાણીના વર્ગનાં છે. એઓને "ડોમેસ્ટિકેટેડ્ ઍનિમલસ્" એટલે પાળેલાં જનાવર કહે છે.

ઘોડો અને ગધેડો એક આંગળીના વર્ગનાં આખીખરીવાળાં પ્રાણી છે. બીજા વર્ગનાં પ્રાણીથી એકદમ ઓળખાઈ આવે, એવું તેઓનું બહારનું ચિન્હ એ છે કે તેમના દરેક પગને છેડે એક આંગળી અથવા આખી ખરી હોય છે.

**"રૂમિનૅન્શિયા" (વાગોળનારાં પ્રાણી).** બળદ, ઘેટું, બકરું અને ઉંટ, એ વાગોળનારાં પ્રાણીના વર્ગનાં છે, કારણકે તેઓને વાગોળવાની ટેવ હોયછે. તેઓની ખરી ચીરેલી હોય છે, એટલેકે તેઓને બે આંગળાં હોય છે. બળદ, ઘેટું, અને બકરું વળી "કૅવિકૉર્નિયા" (પોલાં શિંગડાંવાળાં) પ્રાણીના વર્ગનાં છે, કારણકે તેઓનાં શિંગડાં પોલાં અને હાડકાં પર ઉગેલાં હોય છે. વાગોળનારાં પ્રાણીને ઉપલા જડબામાં આગલા દાંત હોતા નથી, અને તેઓનું અન્નાશય ઘણુંજ મોટું અને ઘણા ભાગનું બનેલું હોય છે.

**"ઑમ્નિવોરા" (બધી જાતનો ખોરાક ખાનાર).** ડુક્કર આ વર્ગનું પ્રાણી છે. તેના દાંતો મિશ્ર જાતિના અને ઘણી જાતનો ખોરાક ખાવાને લાયક છે. તેથી કરીને આ વર્ગના પ્રાણીનું નામ "ઑમ્નિવોરા" પડેલું છે તેઓના "કેનાઈન્ ટીથ્" (અણીવાળા દાંતો) ઘણા બહાર પડતા છે, અને નર પ્રાણીમાં તે એટલા બધા તો લાંબા હોય છે, કે તેઓ હાથીના દંતશૂળ જેવા દેખાય છે. જંગલી પ્રાણી આ દંતશૂળ ભયંકર હથિયાર તરીકે વાપરે છે.

**"કાર્નિવોરા" (માંસાહારી પ્રાણી).** કુતરાંબિલાડાં આ વર્ગનાં છે. આ પ્રાણીને મોટા અણીવાળા દાંત હોય છે, અને બન્ને જડબાં વચ્ચે તેમનો ખોરાક દળાતો નથી. આગલે પગે તેઓને પાંચ આંગળાં હોય છે, અને પાછલે પગે ચાર અથવા પાંચ હોય છે. કેટલાકના નખ તીણા હોય છે, અને કેટલાકના નખ બુઠ્ઠા હોય છે. કેટલાકના નખ વળે છે અને કેટલાકના વળતા નથી.

**"રોડેન્શિયા" (કાતરી અથવા કરડી ખાનારાં પ્રાણી).** સસલાં આ વર્ગનાં પ્રાણી છે. એ વર્ગનાં ઘણાં પ્રાણીઓ છે. તેઓને બે મોટા ફરસીના આકારના છેદક દાંત હોય છે.

**"મૅમેલિયા" (સ્તનવાળાં પ્રાણીઓ).** આ વર્ગનાં પ્રાણીઓની માદાઓને સ્તન હોય છે, અને તેથી તેઓ બચ્ચાંને ધવડાવે છે.

---

## પ્રકરણ બીજું.

### ઘોડાના શરીરના જુદા જુદા ભાગોનાં નામ.

ઘોડાના શરીરના માથું, ગરદન, ધડ, અને આગલા અને પાછલા પગ એવા પાંચ ભાગ કરેલા છે.

માથાના આગલા ભાગને ચેહેરો "ફેસ" અને નીચલા ભાગને "મફલ્" અથવા "મઝલ્" કહેછે. તેની બાજુપરના ચપટા ભાગને ગાલ કહેછે. માથાના સૌથી ઉંચા ટેકરાને "પોલ્" કહેછે. જડબા નીચે બે ગાલ વચ્ચેના ભાગને "જાઉલ્" કહેછે. બે આંખની વચ્ચેના અને ઉપરના ભાગને "ફૉર્ હેડ્" (કપાળ) કહેછે. પોલ ઉપરથી કપાળ સુધી લટકતા લાંબા બાલના ઝુમખાને "ફૉરલૉક" કહે છે. માથાની અંદર મોં, બે નસકોરાં, બે આંખ, અને બે કાન એટલાં છિદ્રો છે.

ગરદનના ઉપલા ભાગને "ક્રેસ્ટ" (ગરદનનો ચઢતો ઉપરનો ભાગ) કહે છે, અને તે ધાર "ક્રેસ્ટ" પર જે બાલ ઉગેલા હોયછે તેને યાળ કહે છે. ગરદનની દરેક બાજુએ નીચે "જુગુલર્ ચૅનલ્" (ગળાને લગતો નળ) આવેલો છે, અને તેનો નીચેનો ભાગ દબાવ્યાથી "જુગુલર્" શિરા ઉપસી આવે છે. ગરદનના નીચલા ભાગમાં નળોની નીચે શ્વાસનળી સ્નાયુના પાતળા પડથી ઢંકાયલી છે. એ શ્વાસનળીના આગલા અને ઉપરના ભાગમાં નરગોટો "લૅરિંક્સ્" આવેલો છે. જ્યારે નરગોટો દબાય છે, ત્યારે જનાવર ખોંખારે છે.

કરોડનો બહાર પડતો ભાગ, જેને "વિધર્સ્" (ખાંધ) કહે છે, ત્યાંથી આગલો પગ શરૂ થાય છે. પગનો ઉપરનો ભાગ ધડની સાથે જોડાયલો છે અને તેને "શોલ્ડર્" (ખભો) કહે છે. પગનો બીજો ભાગ અંદર પડતો છે, અને તેને "આર્મ્" (બાવડા) કહે છે. પછી ઉપરથી નીચે સુધી આવેલા ભાગને "ફૉર્ આર્મ્" કહે છે. આ "ફૉર્ આર્મ્"ની નીચે ઘુંટણ આવેલું છે. ઘુંટણથી નીચે મુઠ્ઠા "ફેટ્લૉક્" સુધીના ભાગને "ફૉરલેગ્" કહે છે. ખરીની ઉપર બાલવાળો ભાગ "કૉરોનેટ્" અથવા "કૉરોનરિ બૅન્ડ" કહેવાયછે. "કૉરોનેટ્" અને "ફેટ્લૉક્" વચ્ચેના "એન્ડ્ને" "પૅસ્ટર્ન્" કહેછે. પૅસ્ટર્નના પાછલા ભાગમાં "હૉલો ઑફ્ ધી હીલ્" (એડીનો પોકળ ભાગ) આવેલોછે. "કૉરોનેટ્"ના પાછલા ભાગમાં દરેક બાજુએ રક્ષણ થયલી "હીલ્સ્" (એડી) છે. જ્યારે પગ જમીન પર હોયછે ત્યારે ખરીનો જે ભાગ દેખાયછે તેને "વૉલ્" (દિવાલ) કહેછે. પગ ઉંચક્યા

પછી તેનો નીચેનો ભાગ, જે ફ્રાચર જેવો દેખાયછે, તેને પુતળી "ફ્રૉગ" કહેછે, અને તેની આજુ બાજુમાં "બાર્સ" અને "સોલ" (તળિયું) આવેલાંછે. ઘુંટણની ઉપર દરેક આગલા પગની અંદર અંડાકાર શિંગડાંનો ટેકરો હોયછે, તેને "ચેસ્ટ્નટ" કહેછે મુડ્ડાની પછવાડે લાંબા બાલના ઝુમખાને ખરો "ફેટ્લૉક" કહેછે. એ બાલથી ઢંકાયલો નાનો ગોળ એક શિંગડાંનો ટેકરો છે. અને તેને "અર્ગટ" કહેછે.

ખભાના આગલા ભાગની બહાર પડતી અણીને ખભાની અણિ કહેછે. ખભા અને "આર્મ" એ બેની વચ્ચેના ભાગને કોણી કહેછે. કોણીના આગલા ભાગને કોણીને વળવાનો સાંધો કહેછે. ઘુંટણના સાંધાના પાછલા ભાગને "બેન્ડ ઑફ ધ ની" (ઘુંટણને વળવાનોસાંધો) કહેછે. ઘુંટણથી મુડ્ડાસૂધીના પગના પાછલા ભાગમાં સ્નાયુબંધનો અને સંધિબંધનો આવેલાંછે, અને તેને "બૅક સિન્યુઝ" કહેછે. ઘોડો જ્યારે તંદુરસ્ત હાલતમાં હોયછે, ત્યારે તે ભાગપર હાથ ફેરવવાથી આ સંધિબંધનો માલમ પડી આવેછે. આ "બૅક સિન્યુઝ" ત્રણછે, તેમાં આગલું સંધિબંધન છે, અને બીજા બે પગના "ફ્લેક્સર" સ્નાયુના સ્નાયુબંધન છે. એમાંના સંધિબંધનને "સસ્પેન્સરિ લિગામેંટ" કહેછે.

ધડમાં આગળ બે ખભાની વચ્ચે બહાર પડતા ભાગને છાતી "બ્રેસ્ટ" કહે છે. એ છાતીના ભાગપર છાતીનાં સ્નાયુ આવેલાં છે, અને તે સ્નાયુઓ *ઉરોસ્થિની જોડે મધ્ય લીટીમાં વળગેલા છે. ધડના જે ભાગની બે બાજુએ પાંસળી, નીચે ઉરોસ્થિ ને ઉપર કરોડ છે, તે સધળા ભાગને "ચેસ્ટ" કહેછે. તે પછાડી છેક છેલ્લી પાંસળી સૂધી, અને અગાડી છેક ખભા સૂધી છે. ઘોડાની ખાંધથી તે નીચે ઉરોસ્થિસૂધીના પીડના માપને તંગનું માપ "ગર્થ" કહે છે. જ્યારે દરેક પાંસળીની જોડ વચ્ચે જગ્યા મોટી હોય છે, અને આગળથી જોતાં આગલા પગો કોણી આગળ બરાબર દૂર હોય છે, ત્યારે તેવા ઘોડાને "વાઈડ ઇન ધ ચેસ્ટ" કહેછે જ્યારે ઉરોસ્થિ કરોડથી ઘણેજ છેટે હોય છે, ત્યારે તેવા ઘોડાને "ડીપ ઇન ધ ચેસ્ટ" કહે છે જ્યારે પાંસળીઓ કમાન જેવી ગોળ દેખાય છે ત્યારે તેને "રાઉન્ડ ચેસ્ટેડ" કહે છે.

"ચેસ્ટ" થી તે પાછલા પગ સૂધી આવેલા નરમ દિવાલવાળા ભાગને પેટ કહે છે. છેલ્લી પાંસળી પછવાડે પેટની દિવાલના ભાગને "ફ્લૅંક" (કુખ) કહે છે, અને પાછલા પગ સૂધી "સ્ટાઈફલ જૉઇન્ટ" સામે તેની ઝુલતી ચામડી અને સ્નાયુ આવી રહેલાં છે. જ્યારે ઘોડો ભૂખ્યો

* છાતીનું હાડકું.

હોય, અથવા ઘોડી સભ્ભર હોય, ત્યારે તેની છેલ્લી પાંસળી પછવાડે ખાડો હોય છે, અને તે વખતે તેને "હૉલો ઇન્ ધ ફ્લૅંક્" કહેછે.

ધડની નીચે પેટના મધ્ય ભાગ તરફ નજર કરીએ છીએ, ત્યારે "નેવલ્" અથવા ડુંટી દેખાય છે. તેની પછાડી નર અને માદા પ્રાણીમાં જુદા જુદા ભાગ હોય છે. નર પ્રાણીમાં તેના મધ્ય ભાગમાં શિસ્ન હોય છે. ઘોડાવાળાઓ શિસ્નને કેટલીક વખત "યાર્ડ્" કહે છે. શિસ્ન ઉપરની ઝુલતી ચામડીને ધુમટો "શીથ્" કહે છે. એની અંદરથી જ્યારે જરૂર પડે છે, ત્યારે જનાવર શિસ્ન બહાર કાઢે છે. ધુમટાની પછાડીના ભાગમાં વૃષણ હોય છે, અને વૃષણ વૃષણાશયમાં રહેછે. જ્યારે ઘોડાને ખસી કરવામાં આવેછે, ત્યારે વૃષણ કાપવામાં આવે છે. વૃષણાશયપર બરાબર હાથ ફેરવવાથી વીર્યરજ્જુ, "ઈંગ્વાઈનલ્ કૅનલ્" ને રસ્તે "ઍક્સ્ટરનલ ઍબ્ડૉમિનલ્ રિંગ્"માં થઇને પેટમાં જાયછે તે માલમ પડે છે. ધુમટાની બન્ને બાજુએ કેટલીક વખતે નાનાં આંચળ દેખાય છે, અને ગધેડામાં તો આ આંચળ ઘણાં મોટાં હોય છે. માદાઓમાં વૃષણ અને શિસ્નને બદલે સ્તન હોય છે. જેમ વધારે બચ્ચાં ધાવ્યાં હોય, તેમ તેમ તે વધારે મોટાં હોય છે. તે દરેકપર નાની આંગળી જેવાં બહાર નિકળી આવેલાં આંચળ હોય છે. પેટનો છેક પાછળનો ભાગ જે એ પાછલા પગ વચ્ચે આવેલો હોય છે. તે "પેલ્વિસ્" અથવા પેઢુ કહેવાય છે. પેટનું મોં પુંછડી નીચે આવેલું છે, અને તેને ગુદાસ્થાન "ઍનસ્" કહે છે એ છિદ્ર ગોળ છે, અને અન્નમાર્ગનો છેડો છે ગુદાસ્થાનની નીચેનો ભાગ એસણી "પેરિનીઅમ્" કહેવાય છે. માદામાં એ ભાગ ઘણોજ નાનો હોય છે, અને યોનિના ઉપલા ખુણા સુધીનો ભાગ એસણી કેહવાય છે. નરપ્રાણીમાં પાછલા પગની વચ્ચે વૃષણાશય સુધીના ભાગને એસણી કહેછે, અને તે શિસ્નના સ્થાયી ભાગને લીધે બહાર ઉપસી આવેલી દેખાય છે. યોનિદ્વાર અંડાકાર છે, ને તેની દરેક બાજુએ ચામડી, શ્લેષ્માવરણ,* અને સ્નાયુના બનેલા હોઠ હોય છે. આ હોઠ ઉપર અને નીચે મળે છે, અને ત્યાં ખુણા થાય છે, અને એ ખુણાઓને "કૉમિસ્યુર્" કહે છે. ઉપલો ખુણો કાટખુણા કરતાં નાનો છે, ને નીચલો ખુણો કાટખુણાકરતાં મોટો છે. નીચલા ખુણાપર "નૅવિકયુલર્ ફૉસા" આવેલો છે, અને તેની અંદર શિસ્નને મળતું યોનિલિંગ "ક્લિટૉરિસ્" રહેલું છે. જે વખતે ઘોડી પિશાબ કરી રહે છે, અથવા તો જ્યારે ઘોડી ગરમ થાય છે,

* એ પડમાંથી શ્લેષ્મ જેવો રસ નિકળે છે. એને અંગ્રેજીમાં "મ્યુકસ્મેમ્બ્રેન્"કહેછે.

ત્યારે તે યેનિલિંગ દેખાય છે. ઘોડી અમુક વખતે ગરમ થાય છે, અને તે વખતે ઘોડાને પાસે આવવા દે છે.

ધડનો છેક પાછળનો ભાગ પુંછડી છે. તે કરોડ, સ્નાયુ, તંતુ, રકતવાહિની વગેરેની બનેલી છે. નીચેના ભાગ સિવાય તેની આખી ચામડીપર લાંબા બાલ ઉગેલા હોય છે.

ધડના ઉપરના ભાગમાં મધ્ય લીટીમાં ખાંધ છે, જે ખભાની પટીઓના ઉપલા ભાગ વચ્ચેનો બહાર નિકળી આવેલો ટેકરો છે. કરોડના જે ભાગપર જીન રહેછે, તેને પીઠ કહે છે. જીનના પાછલા ભાગથી તે પાછલા પગના ઉપરના ભાગ સુધીના ભાગને "લૉઇન્સ્" (કમ્મર) કહેછે. કોણીના સાંધા આગળથી પેટની દિવાલપર જે શિરા દેખાય છે, તેને "સ્પર્" શિરા કહે છે, કારણ કે જ્યારે આદમી ઘોડાપર સ્વાર થાય છે, ત્યારે તેની એડી એ શિરાને અડકે છે.

પેડુની (પેલ્વિસ્) બન્ને બાજુએ એકેકો પગ આવેલો છે. જ્યાં આગળ પગો મળે છે, તે ભાગને "ક્રુપ્" (થાપો) કહે છે, અને એ કમ્મરથી પુંછડીના મૂળ સુધી આવેલો છે. થાપાની નીચેનો પહોળો સ્નાયુથી બનેલો ભાગ "કવાર્ટર્" કહેવાય છે, અને તે નીચે "સ્ટાઇફ્લ જૉઇન્ટ્" સુધી આવેલો છે. ("સ્ટાઇફ્લ્ જૉઇન્ટ" પેટના નીચેના ભાગની સામે આવેલો છે.) આ પ્રમાણે એ આગલા પગના ખભાને મળતો આવે છે. સ્ટાઇફ્લ્ જૉઇન્ટ્ કોણીના સાંધાને મળતો આવેછે. થાપાથી "કવૉર્ટર્" થોડેક લગી નીચે ઉતરેલું છે, અને તેમાંથી ત્રણ અણીઓ નિકળી આવેછે. પહેલી ને "હિપ્" ની અણી, બીજીને "રાઉન્ડ્બોન" અથવા "ટ્રૉકાન્ટર્" અને ત્રીજીને "હાંચ્" કહે છે.

એ "રાઉન્ડ્ બોન" "ફીમર્" નો મોટો ટેકરો છે. પાછલી તરફથી જોતાં માલમ પડશે, કે બન્ને પગ જોડે ઉપર જાય છે, અને જે જગાપર બન્ને પગ મળે છે, તેને "ફૉર્ક્" કહેછે. સ્ટાઈફ્લથી "હૉક્" સુધીનો આવેલો સ્નાયુનો ભાગ "ગૅસ્કિન્", અથવા "સેકંડ્ થાઈ" કહેવાય છે. પાછલા પગો આગલા પગોને મળતા આવેછે, પણ બારીકીથી તપાસતાં થોડો ફેર માલમ પડી આવેછે. 'કવૉર્ટર્" ખભાને મળતો આવેછે. "સ્ટાઇફ્લ્ જૉઇન્ટ્" "એલ્બો જૉઇન્ટને" મળતો આવેછે, "હૉક્" ઘુંટણને મળતું આવેછે, "સ્ટાઇફ્લ્" નો જે ભાગ "લોઅર્ થાઈ" કહેવાય છે, તેની અને "હૉક્" વચ્ચેનો ભાગ "ફોર આર્મ્"ને મળતો આવેછે. "થાઇ" એઅસ્થિ અને તેની આજુબાજુના સ્નાયુની બનેલી છે. તેની પછવાડે "હૅમસ્ટ્રિંગ્ ટેન્ડન્સ્" અથવા "ટેન્ડો ઍકિલિસ્" આવેલા છે. એ સ્નાયુબંધનો "હૉક્" સુધી પહોંચે-

લાછે. "હૉક્" ના આગલા ભાગને "બેન્ડ" કહીએ છીએ, અને પછાડી અને ઉપરના ભાગને અણી કહીએ છીએ. "હૉક્"ની અંદરની બાજુએ એક નાનો શિંગડા જેવો ભાગ હોય છે, અને તેને "કૅસ્ટર્" અથવા "વૉર્ટ્" કહેછે. "હૉક્" થી "ફેટ્લૉક્" સુધીની લંબાઈ, ઘુંટણથી "ફેટ્લૉક્" સુધીની લંબાઈ કરતાં વધારે છે. પાછલા પગના "પૅસ્ટર્ન્" આગલા પગના પસ્ટર્ન્ કરતાં વધારે ટુંકા અને સીધાં છે. પાછલા પગો વધારે સીધા, નાના, અને બાજુએથી વધારે સાંકડા, નાની પુતળી વાળા, અને જમીનની સપાટી પર વધારે પોકળ હોયછે. આગલા પગપર "અર્ગટ્" હોય છે, પણ પાછલા પગપર હમ્મેશ હોતું નથી.

---

## પ્રકરણ ત્રીજું.

### તબેલાનો સામાન અને તેનો ઉપયોગ.

(૧) "હેડ્સ્ટૉલ્"[૧] અથવા "કૉલર્" "લૂઝબૉક્સ્"[૨] માં ઘોડાને બાંધવાના કામમાં આવેછે. તે ચામડાનો, સુતરનો અથવા સણનો હોયછે.

(૨) "આઇફ્રિંજ્" (ચામડાની ચીપીની અથવા દોરીની બનાવેલી ઝુલ). ઘોડાની આંખપર માંખી બેસી તેને હેરાન કરેછે, તે અટકાવવા માટે એ કામમાં આવેછે. બરસાતી નામના દરદનો ચેપ માખી લાવે છે, તે આથી અટકેછે. "આઇફ્રિંજ્" સખત તડકાના પ્રકાશમાંથી આંખને બચાવેછે.

(૩) "વૉટરિંગ્ બ્રાઇડલ્" અને "લીડિંગ્રેન્". પાણી-લગામ ઘોડાને દોરવી લઈ જવાના કામમાં આવેછે.

(૪) "હૉર્સ્રગ્" અને "હૂડ્" એ ઘોડાની ઝુલ અને માથાની ટોપીછે

(૫) "હૉર્સ્બ્લાંકેટ્" ઘોડાની ગરમ ધાબળાની ઝુલછે.

(૬) "બૉડિરોલર્ અને પૅડ્" ઘોડાના શરીરપર ઝુલ બરાબર રહે અને ખસી ન જાય તે માટે બાંધવાના પટાછે.

(૭) "ની કૅપ્સ્" (ઢીંચણીઆ) ઘુંટણને ઈજા ન થાય તેમાટે બાંધવામાં આવેછે.

(૮) "લાઈટ્રગ્" ગરમ ઋતુમાં વપરાયછે, ને જ્યારે સાધારણ રીતે ઘોડાને ફેરવવા લઈ જવામાં આવેછે, ત્યારે ઘોડાઉપર નાંખવામાં આવેછે.

---

૧ મોરડો. ૨ ઘોડો છુટો ફરી શકે એવી બંધ જગા. ૩ ઘોડાનું પાછલા પગનું ઘુંટણ "હૉક" કહેવાય છે.

(૯) "નેટ્" (જાળી) ઘોડાના શરીરપર માખી ન બેસે તેમાટે નાંખવામાં આવેછે.

(૧૦) "હેડ્રોપ્" (અગાડી). જ્યારે ઘોડો તબેલામાં હોયછે ત્યારે તેને બાંધવાના કામમાં એ આવેછે.

(૧૧) "હીલ્રોપ્" (પછાડી) અથવા "લેધરશૅક્લ્" ઘોડાને પાછલે પગે પાસેના જનાવરને અથવા બીજા કોઇને ઇજા ન કરે તેટલામાટે બાંધવામાં આવેછે.

(૧૨) "વૉટર્ બકેટ્" ઘોડાને પાણી પીવાની બાલદી છે.

(૧૩) "ફીડિંગ્ બૉક્સ્" અથવા "ટ્રૉફ્" ઘોડાને અનાજ ખવડાવવાનું વાસણછે.

(૧૪) "નોઝબૅગ્" (તોબરો) ઘોડાને દાણા ખવડાવવાની કોથળી છે.

(૧૫) "બૉડિ બ્રશ્" ઘોડાનું શરીર સાફ કરવાનું બ્રશછે.

(૧૬) "કરી કોમ્બ્" બ્રશ સાફ કરવા કામમાં આવેછે.

(૧૭) "મેઇન કોમ્બ્" ઘોડાની યાળ અને પુંછડી સાફકરવાની કાંસકીછે.

(૧૮) "ડેંડીબ્રશ" (હાથીઓ) ઘોડાના પગ ધોવાના કામમાં આવેછે.

(૧૯) "ડસ્ટર્" ઘોડાના પગ અને છિદ્રો લુછવના કામમાં આવેછે.

(૨૦) "કોફ્ઈ" ઘોડાના પગ ઉપરથી સુકો કાદવ સોરી નાંખવા અને શરીરના બાલ બેસાડવાના કામમાં આવેછે.

(૨૧) "બૅન્ડેજીસ" પગ ગરમ રાખવાના અને કૌવત આપનારા પટાછે.

(૨૨) "હુક્પિકર્" ઘોડાના પગમાથી કાંકરા અને લાદ કાઢવાનું હથિયારછે.

(૨૩) "મઝલ્" (મુસ્કોયા ચામડાની કાણાવાળી મોંપર બાંધવાની ટોપી) જુલાબ આપવાનો હોય ત્યારે રાત્રે તે પોતાની પથારી ખાઈ નજાય તેટલા માટે, તથા તેને જ્યારે માલેસ કરતા હોય તે વખતે કરડી ન ખાય તે માટે, બાંધવામાં આવેછે.

---

## પ્રકરણ ચોથું.

### ઘોડાના શરીરના જુદાજુદા ભાગો તપાસવાની રીત.

ઘોડાના શરીરના જુદાજુદા ભાગો તપાસતી વખત નીચલી બાબતો ધ્યાનમાં રાખવી જરૂરની છે.

(૧) જે કંઈ કરવું હોય તે શાંતપણે. અને ગડબડાટ કરી મુકયા વગર કરવું.

(૨) કિસબીઓ જે રીતે ઘોડાને તપાસેછે, તે રીત શિખવી. જોકે ઘોડાઓને એવી રીતે તપાસાવાની ટેવ નહોય, તોપણ જેમ બને તેમ આપણે પોતે તો તે રીતેજ હમ્મેશ ઘોડાને તપાસવા.

( ૩ ) ધુસ્સાથી મગજ તપાવી દેવું નહીં, અથવા તો બીકથી ડરીજવું નહીં. હમ્મેશા હિમ્મત રાખીને ઘોડાપાસે જવું અને જો ઘોડો અજાણ્યો હોય, અથવા તેનામાં કંઈ એબ હોય, તો અગાઉથી બરાબર ઉપાય લઈ જવું, કે જેથી આપણને ઈજા થાય નહીં.

( ૪ ) ઘોડાને અક્કલથી અને જુક્તિથી કાબુમાં રાખવો, કારણકે એનામાં બળ વધારે હોયછે. માથાપર મુક્કી અને પાંસળીપર લાત મારવાથી અથવા તો કોઈપણ બીજી રીતે તેને મારવાથી તે ખીજવઈ જાયછે.

( ૫ ) કોઇપણ વખતે આપણને ઇજા થાય એવી રીતે ઉભા રહેવું નહીં, અને એવી રીતે ઉભા રહેવું કે, જો આપણે ત્યાંથી ખસી જવા માગીએ તો, ખસી જઈ શકાય. પગ તપાસતી વખતે ઘુંટણપર બેસવું, અથવા તેની લાત વાગે એવી સ્થિતિમાં ઉભા રહેવું જોખમ ભરેલું છે. બરાબર સાવચેતી લીધા વગર ઘોડાને તપાસવો, અથવા તેની પાસે કામ કરવું, એ અણઘડ આદમીનું કામ છે.

( ૬ ) ઘોડાની ડાબી બાજુએથી હમ્મેશ તેની પાસે જવું. જો ડાબી આંખે આંધળો હોય, અથવા બીજું કાંઇપણ કારણ હોય, તોજ બીજી તરફથી જવું.

( ૭ ) જ્યારે ડાબી બાજુપર ઉભા રહો, ત્યારે જમણા હાથથી સામું મોં રાખી પગના આગલા ભાગપર હાથ ફેરવવો. પાછલા સઘળા ભાગો પાછલી તરફ મોં રાખીને ડાબા હાથથી તપાસવા. તેમજ જમણી તરફ ઉભા રહો, ત્યારે અગાડી ડાબા હાથથી અને પછાડી જમણા હાથથી તપાસવું.

ઘોડા સાથે એ રીતે કામ કરાય છે. કેટલાકો ઘોડાની પાસે કિસબથી કામ લેછે, ને કેટલાક અણઘડની માફક કઢંગી રીતે કામ લેછે. જ્યાંસુધી કિસબ આપણને આવડે, ત્યાંસુધી કિસબીઓ જે રીતે વર્તતા હોય, તેજ રીત પ્રમાણે વર્તવું, અને જ્યારે પણ કામ લેવું હોય, ત્યારે કિસબથીજ કામ લેવું. જરૂર પડે ત્યારેજ કિસબથી કામ લેવું એ ભૂલ ભરેલો વિચારછે.

**ઘોડાના બીજાને મારવાનાં અને પોતાના બચાવ કરવાનાં સાધનો.**

( ૧ ) આગળા દાંતો. એથી તે કરડે છે.

( ૨ ) આગલા પગો. ઝાડ થઇને બે પગે અથવા એક પગે લાત મારેછે.

( ૩ ) પાછલા પગો. અગાડી અથવા પછાડી પાછલે એક અથવા બે પગે લાત મારે છે. અગાડીની લાતને ટાંપ કહે છે.

( ૪ ) છુંદવું. ઇજા કરનારને એક અથવા બે પગે ચાલીને કચરી નાંખે છે. એમ કરતાં કેટલીક વખતે બાજુપર નિકળી પડી કામ કરનારને દાબી નાંખે છે, અને તે નિકળી પડવાને " કલોઝિંગ્ ઇન્ ઑન્ વન્ " કહે છે.

**તેથીકરીને પહેલું તેનું માથું કેમ કબજામાં લેવું તે જાણવું જરૂરનું છે.**

## માથું કબજામાં લેવાની રીત.

(૧) એક હાથે ચોટલી પકડી, બીજો હાથ તેના નાકપર મુકવો.

(૨) એક સાદી લગામ મોંમાં ઘાલી, એક માણુસ પાસે તે પકડાવવી. પછી ઘોડાની સામે બન્ને હાથમાં એકેક છેડો પકડી, લગામની કડીની સામે તે ઉભો રહેછે, અથવા બરોબર તેની પાસે ઉભા રહી હાથમાં લગામના બન્ને છેડા નીચલા જડબા પાસે એવી રીતે રાખે છે કે લગામ જેમ ઢીલી અથવા ટુંકી કરવી હોય, તેમ ઢીલી અથવા ટુંકી કરી શકાય.

(૩) જો ઘોડો કરડકણો હોય તો "સ્નૅફ્લ્" ને બદલે મોંમાં લાકડાનો ડુચો ઘાલવો, અને મઝલ્ પેહેરાવવો.

(૪) દોરડાવતી માથું બાંધી દોરડું ખેંચી ટુંકું રાખવું.

(૫) "સાઈડ્ રૉડ્" વાપરવો. સાઇડ્ રૉડ્ એક ટુંકી લાકડી છે. તેનો એક છેડો "બિટ્" ની કડાની જોડે, અને બીજો છેડો "કૉલર સ્ટ્રિંગ" માં બાંધવામાં આવેછે.

## અંધારી બાંધવાની રીત.

ઘોડાને દાબમાં રાખવાને, અને મારવા અથવા કરડવાને, પુરૂં જોતાં અટકાવવાને અંધારી બાંધવામાં આવેછે. તે ચામડાની અથવા કૅનવાસની બનાવવામાં આવે છે, અને તે પહેરાવવાની રીત નીચે પ્રમાણે છે.

"પોલસ્ટ્રૅપ" બરાબર બાંધ્યા પછી "ક્રેસ્ટ્" આગળ અંધારી લાવી, પોલ ઉપરથી આંખપર સેરવી દેવામાં આવેછે. ત્યારપછી તે ઘોડાના માથામાંથી નીકળી ન જાય, તેથી તેને સજ્જડ કરવાને "થ્રોટ્લૅશ્" (ગવતરી) થી બાંધી કબજ રાખવામાં આવેછે.

જ્યારે અંધારી મળી આવતી નથી, ત્યારે "હેડ્ કૉલર" પર "બ્લિંકર્સ" નાંખીને પણ ચલાવવામાં આવે છે. જો તે પણ ન મળે, તો આંખ ઉપર એક કપડું નાંખી "બ્રાઈડ્લ્" ના "ચીક્‌પિસિઝ્" જોડે દરેક બાજુએ તે બાંધી લેવામાં આવેછે.

આગલા પગથી છુંદી ન નાખે અથવા લાત ન મારે, તેટલા સારૂ આગલો પગ પકડી રખાવવો જોઇએ, તેમજ પાછલા પગ તપાસતી વખત પાછલા પગ પણ પકડી રખાવવા જરૂરના છે. ઘોડો એકલા આગલાએ અથવા પાછલાએ પગપર ઉભો રહી શકતો નથી, અને તેથી જ્યારે એક આગલો પગ ઉંચકેલો હોયછે, ત્યારે બીજો આગલો પગ એને જમીનપર રાખ્યા વગર ચાલતુંજ નથી, અને તેથી એનાથી લાત મરાતી નથી.

## આગલા પગને ઉંચકવાની રીત.

એક મદદનીસ પછાડી મોંમાં રાખીને, મુઠ્ઠાની ઉપરથી અથવા નીચેથી પગને ઝાલેછે, અને પછી જમીન ઉપરથી પગને ઉંચકી ઘુંટણ આગળ વાળે છે. ત્યાર પછી તે ઘોડાની પાસે ખરી હાથવડે ઉપર રાખી સ્થિર ઉભો રહે છે. પછી "રૅરે" ની રીત પ્રમાણે એક પટાથી અથવા આઠડા જેવા બે ફાંસાવાળા દોરડાથી, તે પગ બાંધવામાં આવેછે. (દોરડાનો એક ફાંસો "ફૉર્આર્મ્" ઉપર અને બીજો ફાંસો "પૅસ્ટર્ન્" પર લઈ જવામાં આવેછે. પણ જ્યારે ઘોડાનો પગ આ પ્રમાણે બાંધવામાં આવેછે, ત્યારે જો તે પડી જાય તો ઘુંટણ ભાંગવાનો ભય રહેછે, કારણકે ચામડી તે વખત ઘણી તંગ હોયછે.) વળી કેટલાક એક દોરડું પૅસ્ટર્ન્ પર બાંધી, તે તંગના પટાના નીચલા ભાગમાં બાંધે છે. "સર્સિંગલ્" (તંગ) ના નીચલા ભાગમાંથી અથવા તેની કડીમાંથી બહાર ખેંચેલા પૅસ્ટર્નપર બાંધેલા દોરડાથી પણ કેટલીક વખતે પગ ઉંચો પકડી રાખી શકાયછે. ત્યારે દોરડાનો છુટો છેડો મદદગાર ઝાલેછે, પણ આ રીતમાં ઘોડાને પોતાનું વજન ઝીલવું પડેછે જ્યારે ઘોડાને આગલે પગે લાત મારવાની ઘણીજ ટેવ હોયછે, ત્યારે દરેક આગલા અને એક પાછલા પગ પર મોઝમ્મા "હૉબ્લ્" પેહેરાવવા, અને ત્રણે પગને T (ટિ) જેવા આકારના દોરડાથી અથવા સાંકળથી બાંધવા. ઘોડાને લાત મારતાં, "સિંગલ્ સાઇડ્ લાઇન્"થી, "ડબલ્ સાઇડ્ લાઇન્" થી, અથવા સાદાં "શૅકલ્" થી અટકાવી શકાય છે.

## પાછલા પગને ઉંચકવાની રીત.

અંગુઠો બહાર રહે એવી રીતે ડાબા પગના મુઠ્ઠાના આગલા ભાગપર ડાબો હાથ મુકવો. જ્યારે આ પ્રમાણે પછાડી દબાણ થાય છે, ત્યારે ઘણા ઘોડા પગ ઉંચકવા દેછે. પછી જેવી રીતે નાળબંધ ડાબા ઘુંટણપર પગ મુકે છે, તેવી રીતે "ફ્રેટ્ લૉક્" ને જાંગપર રાખી પગ ઘુંટણપર મુકવો. પગને ગોઠવ્યા અગાઉ બરોબર પાછળ લાવવો, નહીં તો માણસના પર બધું વજન પડશે. ડાબી કોણી પગની પાછળ અને અંદર લાવવી, અને ડાબે હાથે ખરીનો આગલો ભાગ ટેકવી રાખવો. પાછલો જમણો પગ જમણે હાથે ઉંચકવો, અને જમણા ઘુંટણ પર મુકવો. પગને પટા છોડી જમીનપર મુકવાની રીત આથી ઉલટી છે, એટલે ઉપલી રીતમાં જે છેલ્લી ક્રિયા થાય છે, તે આ રીતમાં પહેલી ક્રિયા છે. પણ એ વખતે માણસે સાવચેતીથી પોતાનો પગ બહાર કાઢી લેવો, અને જ્યાં સૂધી ઘોડાનો પગ જમીનપર આવે નહીં, ત્યાંસૂધી મુઠ્ઠા આગળથી પોતાનો હાથ ખસેડી લેવો નહીં.

જે ઘોડા આવી સાધારણ રીતે પાછલા પગ ઉંચકવા દેતા નથી, અથવા જેઓ પોતાનો બધો બોજો માણસપર નાંખે છે, તેવા ઘોડાના પગ નીચે પ્રમાણે ઉંચકાય છે.

( ૧ ) ભારોટીઆઉપર પછાડીનું દોરડું બાંધી પગને ઉંચકી લેવો.

( ૨ ) પુંછડી "પૅસ્ટર્ન્" નીચે ઘાલી તેવડે પગને ટેકવવો.

( ૩ ) જ્યારે ઘોડો ઘણોજ તોફાની હોય, ત્યારે તેને જમીનપર પાડવો.

જો સંભાળ લીધી હોય, અને મન સખત રાખીને ખંતથી કામ કરવામાં આવે, તો આવા તોફાની ઘોડાની બાબતમાં આવા સખત ઉપાય લેવાની જરૂર પડશે નહીં. ઘોડાઓ એમને લીધે તો ભાગ્યેજ તોફાન કરે છે. પણ તેઓ પાસે શું કરાવવા માગીએ છીએ તે તેઓ સમજતા નથી, અથવા તો વિચિત્ર ચીજ જોઇને ગભરાઇ જાય છે, અથવા તો અગાઉ વેદના થયલી એવી વેદના થશે, એમ સમજીને તોફાન કરેછે. કેટલાક ઘોડાઓ ગાયની માફક લાત મારે છે, અને તે લાતને ટાંપ અથવા "કાઉકિક્" કહેછે. "વેલર્" [1]ઘોડામાં આ એબ હોય છે. તેઓમાંના કેટલાક તો ખભાના બહારના ભાગ સૂધી પાછલા પગ લઇ જઇને લાત મારેછે. તેટલા માટે તેઓના આગલા પગની પાછળના સ્નાયુ અથવા નસ તપાસતી વખતે અથવા તેની છાતીપર કાન મુકી અંદરનો અવાજ સાંભળતી વખતે આ બાબતે ધ્યાનમાં રાખવી.

## ઘોડાની સામે સહી સલામત ઉભા રહેવાની રીત.

( ૧ ) ખભા આગળ ઉભા રહીને એક હાથ ખભા ઉપર મુકવો, કે તેથી તમારા ઉપર તે હુમલો કરી શકશે નહીં.

( ૨ ) પાછલા પગ પાસે "કવાર્ટર્" ની આગળ ઉભા રહી તેના "રાઉન્ડ્ બોન્" પર એક હાથ મુકવો, જેથી તે તમારાપર હુમલો કરતો અટકશે.

## ઘોડાની આજુબાજુ ચાલવાની રીત.

કોઇએ પણ એકદમ સીધા ઘોડા આગળ જઇને, તેનો મુકો, (ફેટલૉક્) અથવા કોઈપણ પગનો નીચેનો ભાગ પકડવો નહીં. જ્યારે ઘોડાને કંઈ પણ કરવું હોય, ત્યારે પહેલાં આપણે તેના ડાબા ખભા આગળ જવું. ત્યાર પછી જે કોઈ ભાગ તપાસવો હોય, તે ભાગ તરફ વળવું. માથું પંપાળતાં પંપાળતાં પગ તરફ જવું. પછી પીઠ, કમ્મર અને થાપા ઉપર થઇને પાછલા પગ તરફ જવું. એમ તપાસતી વખત ઘોડાને પંપાળતાં જવું, અને માલેસ કરતી વખત જેમ ધીમે ધીમે તેની સાથે વાત કરતા હોઇએ, તેમ ઘોડાને પંપાળીને

( ૧ ) ઑસ્ટ્રેલિયાના ઘોડા "વેલર્" કેહવાય છે.

કામ કરવું. આવી રીતે ગેલ કરવામાં જે કંઈ થોડો વખત ગાળવામાં આવેછે, તે નકામો ગયો એમ કદી પણ સમજવું નહી. કારણકે તેથી કરી જનાવર આપણા કાબુમાં રહે છે, અને જેમ કરવા માગીએ તેમ આપણને કરવા દેછે.

## એક બાજુએથી બીજી બાજુએ જતી વખત ધ્યાનમાં રાખવાની બાબતો.

( ૧ ) તેની આગળ એવી રીતે જવું, કે તેના દાંત અથવા તેના આગલા પગના સપાટામાં અવાય નહી.

( ૨ ) પછાડી એવી રીતે જવું, કે તેના પાછલા પગની લાત વાગે નહીં.

( ૩ ) તેની દરેક બાજુએ એવી રીતે જઇને ઉભા રહેવું, કે તેના એક બાજુના બધા ભાગ બરોબર જોઈ શકાય.

## ઘોડાના બધા ભાગ કેવી રીતે તપાસવા તથા કેવી રીતે પકડવા તેનું ટુંક વર્ણન.

સાઇસ્ પાસે સાદી લગામે જનાવરને ઝાલી રખાવવું, અને પછી પહેલાં ડાબી બાજુએ જવું. ગરદનની ડાબી બાજુ આંખથી અને હાથે તપાસવી. તે વખતે "જુગુલર્" શિરાને ઉંચકવા ભૂલવું નહીઃ ત્યાર પછી "પોલ્" "પૅરૉટિડ્ રિજીઅન્" (મોંના પિંડો), "જાકલ્" અને નાડી જોવાં, અને નાડીના પણ થોડા ધબકારા સાંભળવા. પછી ઉપરથી નીચે ચેહેરાની ડાબી બાજુ તપાસવી. ત્યારપછી જોવું, કે ચેહેરાની બન્ને બાજુ, મુખમુદ્રામાં, અને રચનામાં સરખી છે કે નહિ પછી નસકોરાં તપાસવાં. ત્યાર પછી મોંની અંદરનો ભાગ તપાસવો, અને પાછલા દાંત જોવા. ત્યારપછી તેવીજ રીતે ચેહેરા અને ગરદનની જમણી બાજુ તપાસવી. પાછા તેની ડાબી બાજુએ ચાલી આવીને શરીરનો ઉપલો ભાગ "પોલ્" થી પુંછડી સૂધી તપાસવો. પછી ડાબી બાજુનો આગલો પગ, અને તેના જુદા જુદા ભાગ સંભાળથી તપાસવા. અને ખભાની અણીથી નીચે તપાસતાં ખરીના આગલા ભાગ સૂધી જવું, અને પછાડી કોણીની અણીથી એડી સૂધી તપાસતાં જવું. ત્યારપછી પગ ઉંચકવો અને જમીનની સપાટી ઉપર જે તેનો ભાગ અડકે છે, તે ભાગ તપાસવો. ખરીની આ પ્રમાણે પરીક્ષા કર્યા પછી, ડાબો આગલો પગ મદદનીસને સોંપવો. છાતીની બાજુ અને નીચેનો ભાગ, આંખવતી અને હાથ ફેરવી તપાસવો. ત્યાર પછી જો જનાવર નર હોય, તો તેની બહારની જનનેન્દ્રિયો સંભાળથી તપાસવી. એના શિશ્ન અને ધુમટાની આજુબાજુ કોઈ પણ જાતનો કાદવ ઘસારો, પ્રવાહી પદાર્થ, અથવા સોજો હોય, તો તે બરાબર તપાસવો, અને

જો જરાપણ વ્હેમ આવે, તો તરતજ ઘોડાના શિશ્નને ઘુમટામાંથી બહાર કાઢી તપાસવો. એક પછી એક એમ વૃષણ તપાસવાં, અને વીર્યરજ્જુ, જે બહારની "ઍબ્ડૉમિનલ્‌રિંગ્‌" માંથી પેટમાં જાયછે, તે "ઍબ્ડૉમિનલ્‌રિંગ્‌" સૂધી તેને તપાસતાં જવું. આ તપાસને માટે પરીક્ષકે તેના ડાબા ખભા આગળ ઉભા રેહેવું અને પોતાનો ડાબો હાથ જોરથી તેની કમ્મર પર મુકવો, જેથી જનાવર હુમલો કરશે નહીં, અને કોઇ પણ રીતે હાલવા ચાલવા માંગતુ હોય, તો તેની તરતજ ખબર પડશે. ઘોડીના સ્તનો તથા તેના આંચળની પણ એવી રીતે તપાસ કરવી. શ્વાસોચ્છ્વાસની ક્રિયા કુખ ઉપર સંભાળથી પણ ત્વરાથી આવખતે જોવી. આ પુરૂં થયા પછી "હિપ્‌" ની અણિપર જમણો હાથ મુકવો, અને તપાસનારે આગળ મોં રાખીને ઉભા રેહવું. પછી "શકિન્‌બોન્‌"થી તપાસવું શરૂ કરીને નીચે ડાબા પાછલા પગના આગલા ભાગ સૂધી તપાસવું. ખરી આગળ પહોંચતાં તેણે પાછા ફરીને "ક્રુપ્‌" થી નીચે પાછલા ડાબા પગનો પાછલો ભાગ તપાસવો, અને જેવી રીતે આગલા ડાબા પગની ખરી તપાસી તેવી રીતે આ પગ પણ ઉંચકીને તેની ખરી તપાસવી. "સ્ટાર્ઇફલ્‌" તપાસતી વખતે યાદ રાખવું, કે એ ભાગ ઘણીજ નરમાસથી અને સંભાળથી તપાસવાનો છે. ઘણી ખરીવાર તો એ ભાગ તપાસવાની કંઈ પણ જરૂર નથી, કારણકે જનાવરના હાલવા ચાલવા પરથી કંઈ પણ દરદ હોયછે, તો તે તરત માલમ પડી આવેછે. ઘોડાજ ઘોડાઓ "સ્ટાર્ઇફલ્‌" તપાસતી વખતે શાંત ઉભા રહેછે, અને જો અણઘડરીતે તપાસવામાં આવે તો ઘોડો તોફાન કર્યા વિના રેહશેજ નહીં. દરેક પગ તપાસતી વખતે, આપણે તેની સામેના પગની અંદરની બાજુ અને ખાસ કરીને ઘુંટણ, "હૉક્‌", મુઠ્ઠા અને ખરી તપાસવાનું ભૂલવું નહીં.

પાછલો પગ મુકયા પછી આપણે તેની પુંછડી ઉંચી પકડી, તેનું ગુદાસ્થાન, અને માદાહોયતો, યોનિ અને બેસણી તપાસવી. પછી જમણો પગ તપાસવાનું શરૂ કરવું, ને બારીકાથી દરેક ભાગ તપાસવો. પહેલાં જમણે હાથે તેનો પાછલો ભાગ તપાસવો. પછી ફરીને ડાબા હાથથી તેની આગલી બાજુ તપાસવી. જે વખતે આપણે પાછલો જમણો પગ તપાસવો શરૂ કરીએ કે તરતજ આગલો ડાબો પગ જમીનપર મુકાવી દેવડાવવો, અને જમણો આગલો પગ ઉંચકી લેવડાવવો. પાછલા પગથી પછી ઉંધી બાજુએ તપાસવું શરૂ કરવું, અને પાછળથી આગળ તપાસતાં જવું. પણ પગ તપાસતી વખત, તો હમ્મેશ ઉપરથી નીચે તપાસતાં જવું. જમણી બાજુથી પછી વૃષણાશય અથવા સ્તન તપાસવાની જરૂર નથી. પણ એ બાજુ તરફ નજર નાંખવાનું ભૂલવું નહી.

એવી રીતે જમણા આગલા પગની ખરીનો આગલો ભાગ તપાસ્યો એટલે ઘોડાના શરીરના દરેક બહારના ભાગને તપાસ્યા એમ કહી શકાય. આવી રીતે તપાસવાથી આપણી ખાતરી થાયછે, કે દરેક ભાગ આપણે બરાબર તપાસ્યોછે, અને જોનાર આદમી પણ કામ કરવાની રીત જોઇને ખુશ થાયછે. ફકત જે લોકો ઘોડાની એબ ન જણાવવા માગતા હશે તે લોકો આપણી કામ કરવાની રીતમાં એબ કાઢશે.

કેટલાક જનાવરના ડાકટર શરીરની આખી ડાબી બાજુ પહેલાં તપાસે છે, અને પછી જમણી બાજુ તપાસેછે. પણ જો બરાબર તપાસ થાય તો ડાબી કે જમણી બાજુથી તપાસવું તેનો મેળ રેહતો નથી.

---

## પ્રકરણ પાંચમું.

### ઘોડાનો પાડવાની રીત.

ઘોડાને પાડવાની ઘણી રીતો છે, પણ મુખ્ય ત્રણછે અને તે ત્રણનું વર્ણન નીચે આપેલું છે.

(૧) સાદા દોરડાથી. (૨) "હૉબલ્" થી (મોઝમ્મા). (૩) "રૅરે" ના પટાથી.

ગમે તે રીતે ઘોડો પાડીએ, તોપણ પાડવા પહેલાં તૈયારી કરતી વખતે નીચલી બાબત ધ્યાનમાં રાખવી. પોચી નરમ જમીનપર અથવા ઘાસની બરાબર બનાવેલી પથારી પર પાડવો. મદદનીસોને જે ખાસ કામ કરવાનું હોય તે અગાઉથીજ કહી રાખવું, અને તે લોકોએ તે અમુક બાબત પરજ ધ્યાન આપવું. એક મજબુત આદમીને માથું સોંપવું અને કહી રાખવું કે જેવું જમીન પર માથું પડે, કે તરતજ જ્યાં માથું અને ગરદનનો સંબંધ થાયછે, તે ભાગપર ઘુંટણ મુકી પોતાના આખા શરીરનો ભાર મુકવો. એ આદમીએ બને તેટલું માથું બહાર રહેવા દેવું જોઈએ. કેટલીક પાડવાની રીતમાં એણે સંભાળ રાખવી કે જનાવરનો આગલો પગ તેને ઇજા કરે નહીં. જો માથું બરોબર પથારી પર દબાવી રાખ્યું હશે, તો જનાવર ઉભું થવાને કોશેશ કરશે નહીં. અને જો માથું બરોબર ગરદનની સીધી લીટીમાં રાખ્યું હશે તો જરા પણ ફાંફાં મારી શકશે નહીં. "હૉબલ્" મુકતી વખતે જો ઘોડો તોફાન કરે તો અંધારી બાંધવી. પણ આપણા દેશમાં આમ કરવાની કંઈ જરૂર નથી, કારણકે ઘોડાને પછાડીથી બંધાવવાની ટેવ હોયછે, "ટિવચ્" (મુંગું) પણ કેટલીક વખતે ઉપયોગી થઈ પડેછે. જ્યારે ઘોડાને કોઈપણ શસ્ત્રક્રિયા કરવા માટે પાડવામાં આવે, ત્યારે બેસતો મોરડો (હેડ્કૉલર) બાંધવાની જરૂર છે. પેટભરી ઘોડાને ખવડાવ્યા પછી પાડવો નુકસાનકારક છે. વળી પાડવા અગાઉ પાંચ છ કલાક ઘોડાને ભુખ્યો રાખવો. સગ્ભર ઘોડીઓને ઘણી સંભાળથી

પાડવી, અને બનતાં સૂધી તો સબ્બર ઘોડીઓને પાડવીજ નહીં. બુઢ્ઢા ઘોડાનાં હાડકાં બરડ હોયછે, તેથી પડતી વખતે ભાંગી જાય, માટે બુઢ્ઢા ઘોડાને પાડતી વખતે ઘણી સંભાળ રાખવી.

## (૧) સાદા દોરડાથી પાડવાના રીત.

વીસ વાર લાંબું દોરડું લઈ તે બેવડું કરવું. અને એવી રીતે ગાંઠ મારવી, કે એક મોટો ફાંસો થાય. પછી તે ફાંસો માથા અને ગરદન ઉપર થઇને "કૉલર" ની માફક ખભાના આગલા ભાગપર બેસતો આવવો જોઇએ, અને ગાંઠ છાતી (બ્રેસ્ટ) પર આવવી જોઇએ. તેના બે છેડા પછી બે આગલા પગ વચ્ચે લાવવામાં આવેછે. પાછા તે છેડા દરેક પાછલા પગ પર ફાંસા માફક આવેછે. ત્યાર પછી દોરડાના છેડા જનાવરના માથા ભણી લાવીને ગરદનના ફાંસામાંથી તે છેડાઓને બહાર ખેંચી લેવામાં આવેછે. હવે જો દોરડાના બન્ને છેડા ટાઇટ ખેંચી લેવામાં આવે, તો પાછલા પગો જનાવરની નીચે તેની કોણી તરફ ઉપર ખેંચાશે. આ પ્રમાણે જ્યારે જનાવરનું ગુરૂત્વમધ્યબિંદુ ઠેકાણે રેહતું નથી, ત્યારે જે બાજુપર એને પાડવું હોય છે, તે બાજુપર એક ધક્કાથી સહેલાઈથી પડી જશે. પછી તેના પાછલા પગો જેવી રીતે જોઈએ તેવી રીતે દોરડાના છુટા છેડાથી બાંધવામાં આવેછે, અને આગલા પગો પછી એક દોરડાથી તેની સામેના પગ જોડે બાંધવામાં આવેછે. આ રીતમાં ફાયદો એટલો છે કે કોઈ પણ જગ્યાએ એક ફક્ત લાંબા દોરડાથી ઘોડાને પાડી શકાયછે, અને "હોબ્‌લ્‌"ની કંઈ પણ જરૂર પડતી નથી. ખસી કરતી વખતે આ રીત ઘણીજ ઉપયોગનીછે, કારણ કે બન્ને પાછલા પગો આગળ ખેંચાઈ આવવાથી, વૃષણો બહાર બરોબર પકડી શકાયછે. એમાં ગેરફાયદો એટલોછે, કે જ્યાં સૂધી આગલા પગો બંધાય, ત્યાં સૂધી જો માથા આગળ ઉભેલો આદમી બરાબર માથું ઉંચું રાખે નહિ તો તેને લાત ખાવાનો સંભવ રહેછે. પાડવામાં કેટલાક જુદી જુદી રીતે પણ દોરડું વાપરેછે. કેટલાક છાતીને બદલ ખાંધ આગળ ગાંઠ લાવેછે. કેટલાક દોરડાના છેડા પાછલા પગઆગળ બહારથી અંદરની બાજુએ અને કેટલાક અંદરની બાજુથી બહાર લાવેછે. છેડાઓ પાછલા પગની આજુબાજુ હમ્મેશા લાવ્યા પછી, દોરડાનો એક બીજા પર વળ લેવો, કે જેથી કરી પગ સરી ન જાય જનાવર પાછું ઉભું થઈ શકે, તે માટે પહેલાં આગલા પગના અને પછી પાછલા પગના ફાંસા છોડવા.

જનાવર ઉઠે તે અગાઉ જો તેનાપર અંધારી હોય, તો તે ખસેડવાનું ભૂલવું નહીં, કારણકે નહીં તો ઉઠતી વખતે તે પોતાને ઈજા કરે, અથવા પોતે શું કરે છે, તે તેને માલમ પડતું નથી.

## (૨) "હૉબ્લ્સ્" એટલે મોઝમ્માથી પાડવાની રીત.

આ રીતે પાડવામાં ઓછામાં ઓછા ૭ માણસની મદદ જોઇએ. પહેલા ચારમાંના દરેકના હાથમાં એકેક "હૉબ્લ્" આપવો. પાંચમો માણસ ઘણો મજબુત જોઇએ, અને તેને માથું સોંપવું. છઠ્ઠા આદમીને "સાઇડ્ લાઇન્" નામનું દોરડું આપવું. ૭ કરતાં પણ ઓછા આદમીથી આ રીતે ઘોડો પાડી શકાયછે, પણ જો મળી આવે તો ૭ માણસ રાખવાં એ સારૂં છે. પહેલાં તો કયી બાજુપર ઘોડો પાડવો છે તે નક્કી કરવું. ત્યાર બાદ પાડતી વખતે જે બાજુ ઉપર આવવાની છે તે બાજુ ઘાસની પથારીની બહાર પડતી હોય એવી રીતે પથારીની કોરણ ઉપર તેને ઉભો રાખવો. પહેલા આદમીપાસે બીજા આદમીઓના કરતાં જુદીજ જાતનું "હૉબ્લ" હોય છે. અને તેને "મેન્" "સ્ટૅન્ડિંગ્" અથવા "કિંગ્" હૉબ્લ્ કહેછે. સ્ક્રુની મદદથી તેની જોડે સાંકળ બાંધવામાં આવે છે. જે બાજુ ઉપર આવવાની હોય, તે બાજુના આગલા પગપર હમ્મેશા તે ઘાલવામાં આવે છે. બીજો ત્રીજો અને ચોથો આદમી જેના હાથમાં સાધારણ "હૉબ્લ્" હોય છે, તે બાકીના ત્રણ પગના "પૅસ્ટર્ન્" પર ઘાલે છે. પહેલો આદમી ઉપલા આગળના પગના "પૅસ્ટર્ન્" ઉપર "સ્ટૅન્ડિંગ્ હૉબ્લ" ઘાલેછે, અને પગ ઉંચો પકડી રાખે છે. તે પછી સાંકળનો સ્ક્રુવાળો છેડો લેછે, ને બહારથી અંદર પેહલા "હૉબ્લ્" ના ગાળામાંથી લઇને સામા આગલા પગના "હૉબ્લ્" ના ગાળામાં લેછે. ત્યારપછી સાંકળ સામા પાછલા પગના "હૉબ્લ" ના ગાળામાંથી લેછે, અને આખરે અંદરથી બહાર છેલ્લા "હૉબ્લ" માંથી લઇને પહેલા "હૉબ્લ્" જોડે સ્ક્રૂથી બાંધી લેવામાં આવે છે. "હૉબ્લ્" ઘાલતી વખતે પગની બહારની બાજુપર હમ્મેશા બકલો હશે તોજ સાંકળ ગાળામાંથી જશે. સાંકળ સ્ક્રૂ કરી કે તરતજ છઠ્ઠો આદમી ધીમે રહીને "સાઇડ્ લાઇન્" નો ફાંસો પગની વચમાંથી ઉપર લેછે, ને પછી કોણીના સાંધા આગળ પેહેલા પગની આજુબાજુ તે લઇ આવવામાં આવેછે. પછી પેહેલો બીજો, ત્રીજો અને ચોથો આદમી "સ્ટૅન્ડિંગ્ હૉબ્લ્" આગળ એકદમ "હૉબ્લ્" નું દોરડું લાવે છે. એ પાછલા પગો જેટલા બને તેટલા શરીર નીચે લાવવા અને પછી એકદમ દોરડું "ટાઇટ" ખેંચી લેવામાં આવેછે. સાંકળ "હૉબ્લ" માંથી સરતી આવેછે, ને ચારે પગો સાથે થઈ જાયછે. તેથી જનાવરની પીઠ કમાન માફક વળી જાયછે, અને ઢગલો થઈ ઉભોરહેછે. હવે છઠ્ઠો આદમી પોતાના કામ પર તૈયાર થઈ જાગ્રત ઉભો રહેછે. પહેલો, બીજો, ત્રીજો અને ચોથો એક ઉપર એક એમ દોરડું ઉંચે પકડી, ઘોડાની

નજદીક ઉભા રહેછે. જો સાંકળ ચોંટી જાય, તો પહેલા આદમીએ જોરથી અને ત્વરાથી પોતાનો પગ "હૉબ્લ્" પર ઠોકવો કે જેથી કરીને સાંકળ છુટી પડીને સરી પડે. તે બરોબર સખત ખેંચાઈ કે તરતજ પેહલા "હૉબ્લ્" ની પાસેની સાંકળની કડીમાં "D" ડિ કુંચી ભરાવી દેવી. પછી "સાઇડ્ લાઇન્" લઇ લેવી અને એક બે આદમીએ જોરથી દોરડું ખેંચી રાખવું, પણ "ઑપરેશન્*" ચાલતું હોય તે વખતે જરાપણ ખેંચવું નહિ. વળી તેને શાંત રાખવા એક બે આદમીએ તેની પીઠપર પડી પુંછડી ઝાલી રાખવી. જ્યારે જનાવર નીચે પડેલું હોયછે, ત્યારે જોવું કે ઘાસથી તેના નસકોરાં બંધ થયલાં નથી. વળી કોઈ મદદનીસથી અથવા દોરડાથી, તેની વાયુનળી પણ દબાવવી નહિ જોઇએ, તેમજ તેની છાતી પર બેસનાર આદમીથી તેની શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં કંઈ પણ ખલેલ પડવી ન જોઇએ જોકે ઘોડો પડેલો હોય, અને મજબુત બાંધેલો હોય, તોપણ વાગે એવી જગામાં કોઈ પણ માણસે આવવું નહિ, કારણકે "ટૅકલ્" તુટી જવાનો સંભવ રહેછે. શસ્ત્રક્રિયા કરનાર આદમીને ઘણી વખતે ભય ભરેલી જગ્યા ઉપર ઉભા રેહવું પડેછે, પણ તેણે એવી રીતે ઉભા રહેતી વખતે પોતાનું બને તેટલું રક્ષણ થાય તેમ કરવું જનાવર પાછું ઉભું થાય તેટલા માટે રજ્જુ છોડી નાંખવો, જેથી "હૉબ્લ્" છુટાં થશે, ને જનાવર ઉભું થશે.

## (૩) "રૅરે"ની રીત:—

આ રીતે પાડતી વખતે વિશાળ પોચી જમીનની, ઘોડાને ખાંધપર આવી રહે એવડી ટુંકી એક લગામની અને પાડવાના ખાસ બનાવેલા પટાની જરૂર છે. પહેલાં પેટના ભાગપર એક બે મોટી કડી હોય એવો પટો તેના ઉપર બક્કલથી બાંધવો. પછી "રૅરે"નો પટો લઇ બક્કલ નીચે ગાળામાંથી તેની જીભ ખેંચી લઇ ફાંસો બનાવી, કોઈ પણ આગલા પગપર તે ફાંસો લાવવો (ડાબો પગ વધારે પસંદ કરવો). પછી તે ફાંસો "પૅસ્ટર્ન્" પાસે લાવવો, અને નાળ મારતા હોય, તેમ ઘોડાનો પગ પકડી, "ફૉર્ આર્મ્" પર પટો લઇને, જેટલું પાસે બને તેટલું, ઇજા નહિ થાય એવી રીતે બક્કલ બાંધવું. બીજો ખાસ પટો બીજા આગલા પગપર વિંટાળીને પેટના (સરસિંગલ) તંગની એક કડીમાંથી ખેંચી લેવો. પછી પટો મજબુત પકડી રાખી જેવો જનાવર પોતાનો જમણો આગલો પગ કુદવાને માટે ઉંચકે કે તરતજ તે પટો ખેંચી લેવો, કે જેથી કરી તે પોતાના ઘુંટણપર પડશે. આપ્રમાણે બન્ને

* શસ્ત્રક્રિયા.

પગ કબજામાં આવ્યા પછી રેનથી તેનું માથું તમારી તરફ ખેંચી એકસરખા દબાણથી બરાબર તેના ખભા પછાડી બાજુપર ટેકવી ઉભા રહેવું એટલે સાત આઠ મિનિટમાં જનાવર જમીનપર સુઇ જશે આ પ્રમાણે "રૅરે" ના બે પટાથી અને તેનો બરાબર ઉપયોગ કર્યાથી, એકલો એકજ આદમી ઘોડાને પાડી શકેછે, અને મજબુત બાંધી શકેછે. જે વછેરા જીન મુકવા દેતા નથી, અથવા કોઇને લગામ ઘાલવા દેતા નથી, અથવા કોઇને સ્વાર થવા દેતા નથી, એવા વછેરાને નરમ કરવામાં આ રીત ઘણીજ ઉપયોગની છે. જ્યારે ઘોડો જમીનપર પડેછે, ત્યારે તેને પટાથી મજબુત બાંધવો કે જેથી તે મસ્તી કરી શકશે નહિ, અને પછી ધીમે ધીમે નરમાસથી તેપર સ્વારી કરવી. આગલા પગે પટા બાંધવાની આ અમૂલ્ય રીતમાં એક સાવચેતી લેવાની જરૂરછે. તે એ છે, કે અમુક વખત પછી પટા છોડી નાંખવા અને જે પગપર પહેલો પટો બાંધેલો હોય, તેને ખૂબ જોરથી ઘસવો, કે જેથી રૂધિરાભિસરણની* ક્રિયા બરાબર ચાલુ થાય; નહિ તો આ બહેર મારી ગયલા પગે ઠોકર ખાવાનો સંભવ રેહશે.

## પ્રકરણ છઠું.

### ઘોડાનું વર્ણન.

જે નિશાનીથી એક ઘોડાને બીજા ઘોડાથી ઓળખી શકીએ છીએ, તે નિશાની ઘોડાનો રંગ, જાત, જાતિ (નર અથવા માદા), ઉંચાઇ, અને ઉમર છે.

રંગ માટે તેની બહારની ચામડીનો રંગ, તથા પગના છેડાનો રંગ તપાસવો. પગના છેડાનો રંગ હમ્મેશા તેના શરીરના રંગ કરતાં વધારે ઘેરો હોયછે. તેમજ શરીરનો નીચેનો ભાગ, અને પગની અંદરનો ભાગ પણ વધારે ઘેરો હોયછે.

ઘોડા નર્યા સફેદથી તે છેક કાળા રંગના હોયછે. જે નર્યા રંગો માલમ પડેછે, તે નીચે પ્રમાણે છે.

"વ્હાઇટ્" (સફેદ). એ રંગના ઘોડાની ચામડી સફેદ હોયછે, અને તેઓમાં શરીરનો કુદરતી રંગ ઓછો હોયછે. તેઓ "વૉલ્ આઇડ્" એટલે માંજરા હોયછે. તેઓની આંખની કીકી લાલ હોયછે. તેઓ સખત અજવાળામાં દેખી શકતા નથી, અને શરીરે ઘણા નાજુક હોયછે.

"ડન્" (ચંપો. પીળો સોનેરી). "નૉર્વેજીઅન્" અને કાઠીઆ-

---

* લોહીનું શરીરમાં ફરવું.

વાડી ટટ્ટુ જે " લાઇટ્ બ્રાઉન્ " રંગના દેખાય છે, તેઓ " ડન્ " રંગના છે. એ અજબ જેવી વાત છે, કે એજ ઘોડાની પીઠપર અને ખભાંપર કાળા પટા " લિસ્ટ્ " હોયછે.

"ચેસ્ટ્ નટ્" ( હરડી. સુરંગ). એ રંગના ઘોડા ચળકતા સોનેરી રંગના છે. એનાથી ઉતરતા રંગના ઘોડાનો રંગ "લાઇટ્ ચેસ્ટ્ નટ્" કેહવાય છે, અને એમાં છેક ઉતરતો રંગ "ડન" રંગને મળતો આવેછે. "ડાર્ક્ ચેસ્ટ્ નટ્" ( મોવા ) ઘોડાનો રંગ લાંબે વખતે બ્રાઉન્ અથવા બ્લૅક્ થાયછે.

"બે" ( કુમેદ ). બે ઘોડાનો રંગ રાતો, અને " બ્રાઉન્ " હોયછે.

"બ્રાઉન્" ( સુર ). બ્રાઉન્ ઘોડાનો રંગ " બે " ના જેટલો ચળકતો લાલ હોતો નથી.

"બ્લૅક્" ( કાળો મસ્કી ). જોડીનો ઘોડો આ રંગનો હોય તો તે ઘણો દીપી નિકળે છે.

મિશ્ર રંગના ઘોડા " ગ્રે " ( સબ્જ ) અને " રોન્ " ( ગુરા ) રંગના હોયછે.

સબ્જ રંગમાં નીચલા રંગ માલમ પડે છે.

( ૧ ) " સ્ટીલ્ ગ્રે ". એ રંગના ઘોડાના સફેદ બાલની અંદર કાળા બાલની છાંટી હોય છે. તેની ચામડી અને પગના મોજા સાધારણ કાળા દેખાય છે.

( ૨ ) " ફ્લી બિટન્ ગ્રે " ( મગઝી ). એ રંગના ઘોડાની સફેદ ચામડીમાં કાળા, " બ્રાઉન્ ", અથવા " ચેસ્ટ્ નટ્ " રંગના ડાઘા હોય છે.

( ૩ ) " આયર્ન્ ગ્રે " ( નીલા ગુલદાર. રોઝે ). એ રંગના ઘોડામાં કાળા બાલની અંદર થોડા સફેદ બાલ છુટા છવાયા માલમ પડે છે.

( ૪ ) " ડૅપલ્ ગ્રે " ( ગુલદાર ). એ રંગના ઘોડામાં સફેદ અને " ગ્રે " રંગના ડાઘા હોય છે.

## "રોન્" ઘોડાની જાતો:—

( ૧ ) " રેડ રોન્ " ( રૂમાની ). એ રંગના ઘોડા સફેદ અને લાલ રંગના હોય છે.

( ૨ ) " સ્ટ્રૉબેરી રોન્ " ( રૂમાની ). એ રંગના ઘોડામાં " ગ્રે " અને રાતો "રોન" રંગ સેળ ભેળ હોય છે. હમ્મેશા એ રંગની ટપકી અને ધાબાં હોય છે.

( ૩ ) " પાયૂબૉલ્ડ્ " ( કાળો અબલક ). એ રંગના ઘોડામાં સફેદ અને કાળા ડાઘ હોય છે.

( ૪ ) " સ્કચીબૉલ્ડ્ " ( લાલ અબલક ). એ રંગના ઘોડામાં સફેદ અને " ચેસ્ટ્નટ્ ", અથવા " બ્રાઉન્ " રંગની ડાઘા હોય છે.

ઘોડાના શરીરપર સફેદ મોજાં અને ડાઘા એટલા બધા હોય છે, કે તેને

એક બીજાથી ઓળખવા મુશ્કેલ પડે છે. તેથી તે સઘળાનાં જુદાં જુદાં નામ આપેલાં છે, અને તે સઘળાં નામો ઘોડાના વર્ણનમાં ઘણા કામ લાગે છે.

### ઘોડાના મોંપરની નિશાની:—

(૧) કપાળપરના સફેદ ભમરાને "સ્ટાર્" કહે છે. કોઈ વખત તે ઝાંખો હોય છે તો કોઈ વખત તે બરાબર સ્પષ્ટ હોય છે.

(૨) ભમરાથી નસકોરાં સુધીની સીધી સફેદ લીટીને "રીચ્" કહે છે.

(૩) નસકોરાંની અંદર ગયલી સફેદ લીટીને "સ્નિપ્" કહે છે.

(૪) જ્યારે ઉપલી ત્રણ નિશાની મોટી હોય છે, ત્યારે તેને "બ્લેઝ્" કહેછે. જ્યારે એ ત્રણ નિશાની અતિશય મોટી હોય છે, ત્યારે તેને "વ્હાઇટ્ફેસ્" (સફેદ ચેહેરો) કહે છે.

(૫) ઉપલા અથવા નીચલા હોઠપર સફેદ ડાઘ હોય છે.

(૬) "પોલ્"ના ઉપર જે સફેદ ડાઘ હોય છે, તેને "પોલ્માર્ક્" કહે છે.

### ઘોડાના પગપરની નિશાની:—

(૧) જ્યારે પગ મુઠ્ઠા સુધી સફેદ હોય છે, ત્યારે તેને "વ્હાઇટ ફુટ્" કહે છે.

(૨) કેટલીક વખતે ખરી આખી અથવા અડધી સફેદ હોય છે.

(૩) કેટલીક વખતે "કૉરોનેટ્" અને કેટલીક વખતે "હિલ્સ્" સફેદ હોય છે.

(૪) જો "કૅનન્" હાડકાના મધ્યભાગ સુધી પગ સફેદ હોયછે, તો તે સફેદ ભાગને અર્ધું મોજું કહે છે.

(૫) જ્યારે ખરીથી ઘુંટણ અથવા "હૉક્" સુધી પગ સફેદ હોય છે, ત્યારે તે સફેદ ડાઘને આખું મોજું કહેવાય છે.

### શરીરપરની નિશાની:—

(૧) કેટલીક વખતે પેટ સફેદ હોય છે. (૨) પીઠપર કેટલીક વખત સફેદ ડાઘા હોય છે. (૩) તંગની જગાપર કેટલીક વખત સફેદ ડાઘ હોય છે. (૪) કેટલીક વખતે "કૉલર્"ની જગાએ ડાઘ હોય છે. (૫) ખાંધ કેટલીક વખતે સફેદ હોય છે. (૬) કેટલીક વખતે "હૉક્" અને "પૅસ્ટર્ન્" પર દોરડાના ઘસારાની નિશાની હોય છે. (૭) કેટલીક વખતે પુંછડીના મૂળ આગળ "ગ્રે" સફેદ બાલ હોય છે

કેટલાક ઘોડાપર **કૃત્રિમ નિશાની** હોય છે, અને કેટલાક ઘોડાને ઇજા થવાથી તેનાપર નિશાની થયલી હોયછે.

(૧) ઇરાની ઘોડાના નસકોરાં આગળ એક ઘા અથવા ચાઠું હોય છે.

(૨) ગધેડાનું ખોટું નસકોરૂં ચીરેલું, અથવા લાંબુ કાપેલું હોય છે.

(૩) ઘોડાના બહાર લટકતા કાનમાં ચીરો પાડેલો હોય છે, અથવા તો તેમાં કાણું પાડેલું હોય છે. કેટલીક વખતે કાનનો થોડો ભાગ કાપી નાંખેલો હોય છે.

(૪) "ઑસ્ટ્રેલિયન્" ઘોડાનાં ખભાં, "કવાર્ટર્", અને કેટલીક વખતે જીનની નીચેની જગાપર આંકડા, અક્ષરો, અને ડામના ચાઠાં જોવામાં આવે છે. જો કોઈ ઘોડાની જાંગ "કવાર્ટર્"પર અથવા જીનના ઝુલના ભાગપર R અથવા R. V નિશાની હોય છે, તો તે ઘોડામાં કાંઈ એબ હોવી જોઇએ, કારણકે લશ્કર અથવા અશ્વશાળામાંથી કાઢી મુકેલા ઘોડાપર આવી નિશાની હોય છે.

(૫) કેટલીક વખતે ખાલી માર મારીને તેનાપર ચાઠાં પાડેલાં હોય છે, અથવા તો કાંઈ કારણસર ઘોડાને ડામ દીધેલો હોય, તો તેનાં ચાઠાં પણ જોવામાં આવે છે. ઘોડાના વર્ણનમાં એવી નિશાની હોય તો તે બતાવવી જરૂરની છે. જો ઘુંટણપર એવી નિશાની હોય, તો તે ખાસ કરીને બતાવવી.

ગધેડા, ખચ્ચર, અને કેટલીક જાતના ઘોડા જેવા કે કાઠીઆવાડી, તેઓની પીઠના મધ્ય ભાગમાં કાળો પટો હોય છે. એવો જો પટો માલમ પડે, તો તો તેની ખાસ નોંધ લેવી.

ઘુંટણ અને "હૉક્"ની બહારની બાજુએ જે આડા કાળા ડાઘા ચામડીપર હોય છે, તેને "ઝિબ્રા" કહે છે.

## ઘોડાની જાત.

ઈંગ્લંડમાં જેને "બ્રીડ્" કહે છે, તેને હિંદુસ્તાનમાં "કાસ્ટ્" (જાત) કહે છે. જાત ઉપરથી ઘોડો કયા તુખમનો છે, તે જણાઇ આવે છે.

### હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં ઉત્પન્ન થતી જાત:—

"કન્ટ્રી બ્રેડ્"

હિંદુસ્તાનના ઘણા ભાગમાં દેશી ટટ્ટુ, અથવા પોની સાધારણ રીતે મળી આવે છે, ને તે દરેક કામમાં વપરાય છે. એ મજબુત, જોરાવર, અને અજાએબ સહનશક્તિવાળાં હોય છે. એ ગમે તેવું ઘાસ ખાઇને જીવે છે.

## "સ્ટડ્બ્રેડ્" (અશ્વશાળામાં ઉત્પન્ન થયલા ઘોડા).

હિંદુસ્તાનમાં ઉત્પન્ન થતા સારા ઘોડા સરકારી વાલી ઘોડા (અશ્વશાળામાં ઉત્પન્ન થયલા અથવા બહાર ગામથી મંગાવેલા) અને દેશી ઘોડી જેઓમાંની ઘણી ખરી અંગ્રેજી ઓલાદની હોય છે, તેઓની ઓલાદ છે. હિંદુસ્તાનની કેટલીક મશહુર જાતો જેવી કે પશ્ચિમની ભીમાર્ટન અને "યુનાઇટેડ્ પ્રૉવિન્સીઝ્" ની કાઠી જાત તે હાલ જોવામાં આવતી નથી.

જે થોડી ઘણી જાત જોવામાં આવે છે તે (૧) કાઠીઆવાડી, (૨) બલુચી, (૩) બરમન પોની અથવા પેગુ છે.

હિંદુસ્તાનમાં ભારબોજ ખેંચવામાટે, અથવા બીજી તરેહનાં કામ માટે ઘોડા નીચે લખેલા દેશમાંથી આવે છે.

**(૧) યુરોપખંડથી:**—અંગ્રેજી "થરો બ્રેડ્" (શુદ્ધ એકજ જાતની ઓલાદ) અને "હંગેરિયન્" ઘોડા આવે છે.

**(૨) એશિયાખંડમાંના દેશોમાંથી:**—અરબસ્તાન, ઇરાન, હેરાત તુર્કસ્તાન, કંદહાર, કાબુલ અને ટિબેટથી ઘોડા આવેછે.

**(૩) આફ્રિકાથી:**—ઇજીપ્ત અને કેપથી ઘોડા આવેછે.

**(૪) સંસ્થાનોથી:**—ઑસ્ટ્રેલિયા અને ન્યુઝીલૅન્ડથી ઘોડા આવેછે.

**(૫) અમેરિકાથી:**—દક્ષિણ અમેરિકામાંથી ઘોડા આવેછે.

આટલી બધી જાતમાં "થરો બ્રેડ્" અરબ્બી, ઇરાની ઑસ્ટ્રેલિયન અને બીજી થોડી જાતનું વર્ણન નીચે આપેલું છે.

**(૧) "થરો બ્રેડ્":**—સરકારી અશ્વશાળા (જ્યાં ઘોડા ઉત્પન્ન થાયછે) માં જે ઘોડાઓ ઉત્પન્ન થાયછે, તે કયી જાતના વાલી ઘોડા અને ઘોડીથી ઉત્પન્ન થાયછે, તેની નોંધ રાખવામાં આવેછે. તે ઉપરથી જે ઘોડાઓ પેઢી-ધર પેઢી શુદ્ધ અંગ્રેજી વાલી ઘોડો અને ઘોડી, અથવા અરબ્બી "બાર્બ" અથવા ઇરાની તુખમના હોયછે, તેને "થરો બ્રેડ્" કહેછે. સર્વ ઘોડામાં આ જાત ચઢીઆતી છે, તેનું કારણ એટલુંજ કે વાલી ઘોડો અને ઘોડી ઘણીજ ઉંચી જાતના હોયછે. તેની સરાસરી ઉંચાઈ ૧૫ થી ૧૬$\frac{3}{4}$ મુઠ હોયછે. તેની મુખ્ય નિશાનીઓ:—

તેનું માથું અને ગરદન હલકા વજનનાં અને નાજુક હોય છે. તેની ગરદન લાંબી, કપાળ પહોળું અને તરતું, અને મોં નાનું અને સુંદર હોયછે. તેના કાન ઉભા, અને સુંદર પણ છેક નાના હોતા નથી. તેની ગરદનની

ધાર પાતળી તાર જેવી, શરીર લાંબુ, પીઠ માંસથી ભરપુર, અને જાંગના થાપા પહોળા ભરેલા હોયછે. તેનાં હાડકાં, સ્નાયુ, અને ચામડીની જુદી જુદી ખુબી હોયછે. તેની ચામડી મખમલ જેવી સુંવાળી હોયછે.

( ૨ ) **અરબ્બી:**—સૌથી સરસ અરબ્બી ઘોડો સાધારણુ રીતે ૧૪ મુઠ અને ૨ ઇંચથી વધારે ઉંચો હોતો નથી. અરબ્બી ઘોડાની ત્રણુ જુદી જુદી જાત છે.

( ૧ ) "અટેચી":—એ જાત ઘણી વખણાતી નથી.

( ૨ ) "કોચલાની":—એ જાત ઘણીજ વખણાય છે અને મળવી પણુ મુશ્કેલ છે.

( ૩ ) "કડિચી":—એ મિશ્ર જાત છે.

ગાડી અને લશ્કરી ઘોડેસ્વાર માટે લાયક ઘોડો તો અરબ્બી છે. એનો ચેહેરો સુંદર અને તેજદાર, કપાળ પહોળું, આંખો મોટી અને દયાની લાગણીવાળી, મોં સીધ્ધું અને અંતરગોળ, નસકોરાં ઘણાં મોટાં, "મઝલ્" નાજુક, અને કાન અવાજની બાજુ તરફ ફરનાર હોયછે. તેનાં જડબાં પાતળાં, અને વચ્ચેથી પહોળાં હોય છે. તેની ગરદન માથા સાથે સફાઇથી મળી જાય છે, અને ગરદનની ધાર લાંબી, અને મરોડદાર હોયછે. તેનાં ખભાં ઢળતાં હોય છે. તેનો "ફૅારઆર્મ્" મજબુત અને સ્નાયુથી ભરપૂર હોય છે. તેના પગ અને ખરી દિલખુશ કરે એવા હોય છે. તેની ખાંધ જરા નીચી અને જાડી અને કમ્મર ચપટી, પહોળી, અને મજબુત હોય છે.

( ૩ ) **ઇરાની:**—ઇરાની ઘોડાની ઉંચાઇ ૧૪-૨ થી ૧૫-૨ મુઠ હોય છે. એ ઘોડો કદાવર હોય છે, પણુ તેના કાન મોટા, અને લટકતા હોયછે. તેના સાંધા ઘણુાજ પાસે પાસે ગુંથેલા હોયછે. તેની જાંગ ઘણી ભરેલી, પણુ તેમાં તેજ હોતું નથી. સારા ઇરાની ઘોડા મુંબઇમાં મળેછે. હાલ તોપખાના તથા લશ્કર માટે ઇરાની ઘોડા ખરીદવામાં આવતા નથી. સાધારણુ અરબ્બી ઘોડા કરતાં ઇરાની ઘોડો રસ્તાપર સારો ચાલનારો, વધારે મજબુત, અને લડાઇ વખતે સારો નિવડેછે. તેનું શરીર જાડું અને તેની આંખો અરબ્બી ઘોડાની આંખો જેવી બહાર પડતી રમણીય નથી. અરબ્બી ઘોડા જેટલું તેનું "મઝલ્" નાનું હોતું નથી. તેની ગરદન જાડી પણુ કમાનદાર, અને ધારવાળી છે. જે માથા અને ગરદનના સાંધાની સફાઇ અરબ્બી ઘોડામાં માલમ પડેછે, તે ઇરાની ઘોડામાં માલમ પડતી નથી. તેના પગ ટુંકા પણુ મજબુત, અને તેની જાંગપર હમ્મેશા ફારસી હરફમાં ડામ દીધેલા હોય છે.

(૪) **ઑસ્ટ્રેલિયન્:**—ઑસ્ટ્રેલિયન્ ઘોડાને "વેલર્" કહેછે. એ નામ ઑસ્ટ્રેલિયાનું ન્યુવેલ્સ્ સંસ્થાન જેને ટુંકામાં "વેલર્" કહે છે, તે પરથી પડેલું છે.

તેની સરાસરી ઉંચાઈ ૧૫-૩ મુઠ હોયછે. તેઓ ઇંગ્લંડથી મંગાવેલા "થરો બ્રેડ્" વાલી ઘોડાની મિશ્ર જાત છે. હાલ થોડા વરસ થયાં સંસ્થાનિકોએ અરબસ્તાનથી ઘણા સરસ વાલી ઘોડા મંગાવ્યા છે. ઘોડેસ્વારને જોઇએ એવા સરસ ચપટાં ખભાં, હલકી ગરદન, ઘાટીલા પગો અને મજબુત ખરી એ ઘોડાને હોયછે. તેઓના આગલા પગો હલકા, અને ખભાં ભરાઉ હોવાને લીધે તેઓ કુદનાર તરીકે સારૂં કામ બનાવે છે. પણ તેઓ એબવાળા ગણાય છે, કારણ કે તેઓ જાણી જોઇને ગમે તેમ કુદે છે. એના કુદવાને "બૅક્ જમ્પિંગ્" કહેછે. બીજા આદમી એ ઘોડાને વાલી તરીકે નહિ વાપરે, માટે એ ઘોડા હમ્મેશ ખસી કરેલા હોયછે. તેનું માથું જાડું હોયછે અને અરબ્બી ઘોડા જેટલું એ જનાવર ચતુર હોતું નથી. તેનો "ક્રુપ્" (થાપો) હમ્મેશા ઢળતો, અને પુંછડી જરા નીચી હોયછે. તેની ચામડી અને બાલ જાડા હોયછે. તેનાં પગલાં પહોળાં અને મોટાં પડેછે. તેઓની ખાંધ ઘણી ઉંચી અને બહાર પડતી હોયછે.

(૫) **તુર્કી:**—આ જાતનો ઘોડો તુર્કસ્તાનનો છે. એ અરબ્બી અથવા ઇરાની કરતાં વધારે ઉંચો હોયછે. એની ઉંચાઇ ૧૫ થી ૧૬ મુઠ હોયછે. અસલના વખતથી એ સહનશક્તિને માટે પ્રખ્યાત છે. એ ઘોડા ઘાટીલા હોતા નથી. તેના પગ લાંબા, માથું મોટું અને જાડું, અને ગરદન ઘણીવાર ઘેટીના જેવી હોયછે. તેના કાન કાંઇક વિચિત્ર, નાના, અણીદાર, અને અંદર વળતા છે. ઘણા પંજાબી ઘોડાના કાન એવાજ હોયછે.

(૬) **કાઠીઆવાડી:**—કાઠીઆવાડી જાતના ઘોડા હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાપર આવેલા કાઠીઆવાડ દેશમાં થાયછે. તેનું મોં લાંબું અને જાડું, અને તેના કાનો માથાપર ઉંચે પાસે પાસે હોયછે તેના કાન જ્યારે ઉભા થાયછે, ત્યારે અણી અંદર પડેછે કાઠીઆવાડી ઘોડા ઘણા ખરા "ડન" રંગના હોયછે. કાઠીઆવાડી ઘોડાના શરીરપર "લિસ્ટ" અને "ઝિબ્રા" નિશાની હોયછે. તેની જાંગ અને થાપા ઢળતા હોયછે. તેની પુંછડી રોણકદાર હોતી નથી. તેનો ઘુંટણ નીચેનો ભાગ લાંબો હોયછે. આ જનાવરો સ્વભાવે તોફાની હોયછે.

(૭) **બરમન પોની:**—આ જાતના ટટ્ટુ ખાસ કરીને શાન ડુંગરમાં થાયછે, અને તે પેગુ પોની નામથી ઓળખાયછે. એ ભાગ્યેજ ૧૩-૨ મુઠથી

વધારે ઉંચું હોયછે. ભાર લઈ જવામાં એ ઘણુંજ સરસ જનાવર છે. એ જનાવર ઘણી મહેનત કરે એવું છે. એ ટુંકે પગલે ઘણુંજ સરસ કુદતું કુદતું ચાલેછે. એનું માથું નાનું, ગરદન જાડી, અને યાળ મોટી હોયછે. એ "ગુઝ રમ્પડ્" હોયછે. એની ખરી નાની અને સીધી, અને ચામડી જાડી અને બરછટ હોયછે. એ જનાવર પણ ઘણું ખરૂં ખસી કરેલું હોયછે.

## જાતિ (નર અથવા માદા).

ચાર વરસની અંદરની ઘોડીને વછેરી અને ચાર વરસની અંદરના ઘોડાને વછેરા કહેછે. ચાર વરસથી મોટા જનાવરને ઘોડો અથવા ઘોડી જે પ્રમાણે હોયછે, તે પ્રમાણે કહેછે. જ્યારે ઘોડો અથવા ઘોડી નાની હોયછે, ત્યારે સાધારણ રીતે વછેરા નામથી ઓળખાયછે. ખસી કરેલા ઘોડાને "જેલ્ડિંગ્" કહેછે. જો એકજ વૃષણની ખસી કરેલી હોય, તો તેવા ઘોડાને "રિગ્" કહે છે.

ઘોડીના "ઓવરિઝ્" (સ્ત્રીઅંડ) કદી કાપવામાં આવતા નથી. ઘોડાની પરીક્ષા કરતી વખતે, ઘોડો ખસી કરેલો છે, કે "રિગ્" છે, કે હિજડો છે, તે આપણે જાણવું જોઈએ. ઘોડાનો સ્વભાવ બળ અને આકાર ઘોડીના કરતાં જુદાં હોયછે. હિમ્મત, જોર, સહનશક્તિ, દાંતની લંબાઈ તેમાં ખાસ કરીને છેદક દાંતની લંબાઈ, છાતીનું કદ, યાળ અને પુંછડીની લંબાઈ, ગરદન, આગલા પગ, કમ્મર અને જાંગની મજબુતી એ સઘળામાં ઘોડી કરતાં વાલી ઘોડો ચઢીઆતો હોય છે. પણ ઘોડીને અથવા બીજા ઘોડાને જોઇને ખોંખારવાને લીધે સવારના કાબુમાં વાલી ઘોડો રેહતો નથી, તેથી લડાઇમાં એ તદન નકામો છે. ઘોડીમાં પણ કેટલી કુટેવ હોય છે. ઘોડી જ્યારે ગરમ થાય છે, ત્યારે ભડકે છે, તોફાન કરેછે, અને વધારે બીકણ થાયછે. ઘોડા અથવા ઘોડી કરતાં ખસી કરેલો ઘોડો ઓછી હિમ્મતવાળો, અને ઓછો બળવાન હોય છે, પણ વધારે સાલસ અને નરમ હોય છે. ગાડી અને લડાઇમાં એ ઘણું સારૂં કામ કરેછે, કારણ તે સંભોગની ઇચ્છાથી કોઈ પણ બાજુએ ખેંચાઈ જતો નથી. એક વૃષણવાળું જાનવર હાનિકારક છે. જો કે તે નામરદ છે, તોપણ તેને સંભોગની ઇચ્છા હોય છે, તેથી તે વિકાળ રહેછે. તબેલા અથવા હારમાંથી છુટો નિકળી ઘોડી સાથે તે તોફાન કરે છે.

## ઉંચાઈ.

ઘોડાની ઉંચાઈ જમીનથી ખાંધની અણી સુધી સીધી લીટીમાં "મેઝરિંગ્-સ્ટાન્ડર્ડ[1]"થી મપાય છે. મેઝરિંગ્ સ્ટાન્ડર્ડ્ એ એક ઉભું લાકડું, એક આડું

---

[1] ઘોડાની ઉંચાઈ માપવાનું યંત્ર.

લાકડું, સમાન અંતરે પાડેલા કાપાની પટી, અને એક "સ્પિરિટ્ લેવલ્"[1] નું બનેલું યંત્ર છે. ઉભા લાકડાપર સમાન અંતરે પાડેલા કાપાની પટી હોય છે, અને તે પટીપર મુઠ, ઇંચ, અને ½ ઇંચ લખેલા હોય છે એક મુઠની લંબાઈ ચાર ઇંચ છે. ઘોડી (સ્ટાન્ડર્ડ્)[2] પર ૭ થી ૧૮ મુઠ સુધીના કાપા પાડેલા હોય છે, પણ સાધારણ વપરાસની ઘોડીપર ૧૨ થી ૧૭ મુઠ પાડેલા હોય છે. કેટલીક વખતે ઘોડીને બદલે માણસની છાતીથી ઘોડો કેટલો ઉંચો છે, તેપરથી ઉંચાઈ કેહવામાં આવેછે. સરતના ઘોડાની ઉંચાઈ પ્રમાણે તેનાં જુદાં જુદાં નામ આપેલાં હોય છે. જો ૧૦ મુઠથી નાનો હોય, તો તેને "લિલિપટ્" કહેછે. જો ઘોડો ૧૩-૨ ની નીચે હોયછે તો તેને "પોની" કહે છે. જો ઘોડો ૧૩-૨ અને ૧૪ મુઠની વચ્ચે હોય છે, તો તેને "કૉબ્" અથવા "ગૅલોવે" કહેછે, અને જો ઘોડો ૧૪ મુઠ ઉપર હોય છે, તો તેને ઘોડોજ કહે છે. ઘોડો પાંચ વરસનો થયા પછી વધતો નથી. માપવાને માટે ઘોડી સારી અને ભરોસાદાર, અને જમીન એક સરખી હોવી જોઇએ. વળી માપતી વખતે ઘોડાને બરાબર ઉભો રાખવો અવસ્યનું છે.

---

## પ્રકરણ સાતમું.

### ઘોડાની ઉમર.

જો ઘોડાને કુદરતી હાલતમાં રહેવા દઇએ, તો ૨૫ થી ૩૦ વરસ સુધી જીવે છે, પણ દરદને લીધે તે જલદી મરી જાય છે. ઘોડાની કિમ્મત આંકતી વખતે તેની ઉમરનો અડસટ્ટો જાણવો જરૂરનો છે, અને સરતના ઘોડાની ઉમર બરાબર કેટલી છે તે જાણવું અવસ્ય છે. ઘોડાનો દેખાવ ઉમર નક્કી કરવામાં ઘણો કામ લાગેછે. બુઢ્ઢો ઘોડો શરીરમાં ભરાઉ હોતો નથી, અને જુવાન ઘોડા કરતાં ઘસારાની અસર તેનાપર વધારે માલમ પડે છે. વળી બુઢ્ઢા ઘોડાના લમણાં બેસી ગયલાં હોયછે. તેનું ચાલવું લંગડાતા ઘોડાના જેવું હોય છે, ને પીઠ ઘણીવાર બેઠેલી અને બરડ હોય છે. તેનાં લમણાંપર સફેદ બાલ ઉગેલા હોય છે. એવી નિશાનીપરથી આપણે જાણીએ છીએ કે ઘોડો ઘરડો છે. ઘોડો બે વર્ષે યુવાવસ્થામાં આવેછે. ઘોડો આઠ વર્ષે પુખ્ત ઉમરનો થાય છે, અને ત્યારે તેને "એજેડ્" કહેછે. ૧૫ વર્ષે ઘોડો પાકી ઉમરે પહોંચેલો, અને ૨૦ વર્ષે ઘોડો બુઢ્ઢો કહેવાય છે.

જ્યારે વછેરો અથવા વછેરી એક વર્ષનાં થયા હોય, અને બીજું વર્ષ પુરૂં ન થયું હોય, ત્યારે તેને "ઈઅર્લિંગ્" કહે છે. જ્યાંસુધી ઘોડો બરાબર

---

(૧) જમીન સરખી સપાટ છે કે નહીં તે જોવાનું યંત્ર (૨) માપવાનું લાકડું.

પાંચ વર્ષનો થયો નહીં હોય, ત્યાંસુધી તેને ચાર વર્ષનો કહેછે. એ પ્રમાણે જ્યાંસુધી છઠું વર્ષ પુરૂં થયું નહીં હોય, ત્યાંસુધી તેને પાંચ વર્ષનો કહેછે. જ્યારે ઘોડો ચાર વર્ષનો થયો હોય, પણ ઉપર છ મહિના ન થયા હોય, ત્યારે તેને "ફૉર્ ઑફ્" કહેછે, અને જ્યારે ઘોડો ચાર વર્ષ અને છ મહિનાનો થઈ ગયો હોય, પણ પાંચ વર્ષ પુરાં ન થયા હોય, ત્યારે તેને "રાઇઝિંગ્ ફાઇવ્" કહેછે.

દાંત જાથુના અને દુધિયા, એવી બે તરેહના હોય છે. છેદક (ઇન્ સાઇઝર્) દાંત પહેલાં દુધિયા ઉગેછે, અને તે પડી ગયા પછી તેને બદલે જાથુના છેદક દાંત ઉગેછે. દુધિયા છેદક દાંત જાથુના છેદક દાંત કરતાં વધારે નાના અને સફેદ હોય છે. દુધિયા છેદક દાંતને ખુલ્લી ડોક (નેક્) હોય છે. તેઓના "ક્રાઉન્"ના આગલા ભાગમાં ઉભી ખોભણ હોતી નથી, અને જાથુના દાંતપરની નિશાની કરતાં તેપરની નિશાની ઓછી ઉંડી હોય છે. જાથુના દાંત એવી રીતે ઉગે છે, કે તેઓ એકે એક દુધિયા દાંતને પાડી નાંખે છે.

જાથુની દાઢ દુધિયાની નીચે ધીમે ધીમે ઉગે છે. દુધિયા દાઢ ખરી પડે, ત્યાંસુધી તે ઘસાતી જાય છે, અને તે ખરી પડ્યા પછી જાથુની દાઢ કામમાં આવેછે.

દાંત ઉગવાના ને ફરી આવવાના વખતનું કોષ્ટક:—

| દાંત. | | દુધિયા. | જાથુ. |
|---|---|---|---|
| છેદક | વચલા | જન્મતી વખતે. | ૨½ વર્ષે. |
| છેદક | બાજુપરના | એકથી બે મહિના પછી. | ૩½ વર્ષે. |
| છેદક | ખુણાના | છ થી નવ મહિને. | ૪½ વર્ષે. |
| "કૅનાઇન્," ઑર્ "ટૂશીઝ્" ફાડવાના અથવા અણીવાળા | | ......... | ૪ થી ૫ વર્ષે. |
| દાઢ | પેહલી | જન્મતી વખતે ...... | ૨½ વર્ષે. |
| દાઢ | બીજી | એક મહિને ......... | ૨¾ વર્ષે. |
| દાઢ | ત્રીજી | ત્રણ મહિને ......... | ૩½ વર્ષે. |
| દાઢ | ચોથી | ......... | ૧ થી ૧¼ વર્ષે. |
| દાઢ | પાંચમી | ......... | ૧½ થી ૨ વર્ષે. |
| દાઢ | છઠ્ઠી | ......... | ૪½ વર્ષે. |

છેદક દાંત ઘસઈ જવાથી તેઓની સપાટી (ટેબલ)ના આકારમાં ફેર પડી જાય છે, ને ધીમે ધીમે તેનાપરની નિશાની પણ ઘસઈ જાય છે. જાથુના

છેદક દાંતને પેહલાં તીણી કોર હોય છે, અને તે કોર પછાડી કરતાં આગળ વધારે ઉંચી હોય છે, અને ઘસાયલી હોતી નથી. તેના પરના ખાડાઓ બરાબર આકારના હોય છે, પણ અંદર ડાઘા હોતા નથી પહેલાં બહારની કોર ને પછી પાછળની કોર ઘસાય જાય છે, ને પછી ટેબલ જેવી સપાટી થાય છે. જ્યારે છેદક દાંતના મથાળાની સપાટી બને છે, ત્યારે સપાટી એક બાજુથી બીજી બાજુ લાંબી હોય છે, અને તેના પરના ડાઘ લંબવર્તુળ અને "ટાર્ટર" અને ખોરાકના એકઠા થયલા રજકણથી કાળા હોય છે. પછી ડાઘ "ઓવલ્" ત્રિકોણાકાર અને ગોળ થઇને તદન દેખાતા નથી. ઘણા જૂના છેદક દાંત પંઝા જેવા દેખાય છે, અને તેના પાસેના દાંતથી અળગા પડી ગયલા હોય છે. ઘણા ઘોડાને ઘડપણમાં છેદક દાંત હોતા નથી.

આઠ વર્ષ પછી જનાવર ઘરડું (એજેડ્) કહેવાય છે, પણ આ "એજેડ્" અને વૃદ્ધાવસ્થા, બેમાં ઘણોજ ફેર છે. ઘોડા આઠ વર્ષનો થયા પછી તેની ઉમર બરાબર કહી શકાતી નથી, અને તેથી આઠ વર્ષ પછી આશરે નવ વર્ષનો, આશરે દશ વર્ષનો, એમ કેહવું ઠીક છે. જ્યારે ઘણા ઘોડા ખરીદવાના હોય છે, ત્યારે તેના ફકત ત્રણ ભાગજ કરવામાં આવે છે.

(૧) ઘણો ઘરડો. (૨) કામ ચલાઉ. (૩) ઘણો જુવાન.

**જન્મતી વખતે અથવા જન્મ્યા પછી** તરતજ ઘોડાના મોંમાં બે વચલા છેદક (દુધિયા) દાંત, અને દરેક જડબામાં પેહલી દાઢ (દુધિયા) હોય છે. તે વખતે કુલ દાંત ૮ હોય છે.

**એક મહિના બાદ** બે વચલા અને બે બાજુના છેદક દાંત (દુધિયા), અને દરેક જડબામાં પહેલી અને બીજી દાઢ (દુધિયા) હોય છે. તે વખતે કુલ ૧૬ દાંત હોય છે.

જ્યારે ઘોડા **છ થી નવ મહિનાનો** થાયછે, ત્યારે બે વચલા, બે બાજુના અને બે ખુણાના છેદક દાંત (દુધિયા) અને પેહલી ત્રણ દાઢ (દુધિયા) દરેક જડબામાં હોયછે. તે વખતે કુલ ૨૪ દાંત હોયછે.

**પહેલે વર્ષે:**—સઘળા છેદક દાંત અને પેહલી ત્રણ દાઢ (દુધિયા), અને ચોથી દાઢ (જાથુની) ઉગેલી હોય છે. તે વખતે કુલ ૨૮ દાંત હોય છે.

**બીજે વર્ષે:**—સઘળા છેદક દાંત અને પહેલી ત્રણ દાઢ (દુધિયા), અને ચોથી અને પાંચમી દાઢ (જાથુની) ઉગેલી હોય છે. તે વખતે કુલ ૩૨ દાંત હોયછે.

**ત્રીજે વર્ષે:**—વચલા છેદક દાંત, પેહલી, બીજી, ચોથી અને પાંચમી દાઢ (જાથુની), બાજુના અને ખુણાના છેદક દાંત, અને ત્રીજી દાઢ (દુધિયા) ઉગેલી હોય છે. તે વખતે કુલ ૩૨ દાંત હોય છે.

**ચોથે વર્ષે:**—વચલા અને બાજુના છેદક દાંત, અને પહેલી, બીજી, ત્રીજી, ચોથી અને પાંચમી દાઢ (જાથુની) ઉગેલી હોયછે, અને ખુણાના છેદક (દુધિયા) દાંત હોયછે. તે વખતે કુલ ૩૨ દાંત હોય છે.

**પાંચમે વર્ષે:**—ઘોડાના મોંમાં બાર છેદક, ચાર ફાડવાના, અને ચોવીસ દાઢ મળી, કુલ ૪૦ દાંત હોય છે. એ સઘળા દાંત જાથુના છે. ઘોડીઓને ૩૬ દાંત હોય છે, કારણકે ઘોડીને ફાડવાના દાંત હોતા નથી, અને ઘોડીને જો એ દાંત હોય છે, તો તે ઘણા નાના હોય છે.

**છઠ્ઠે વર્ષે:**—આગલા વચલા દાંતમાંથી ડાઘ (માર્ક્) ઘસાય જવા લાગેછે, અને ખુણાના દાંત તેની આગલી કોરપર ઘસાય જવા માંડેછે. તે વખતે ફાડવાનો દાંત તીક્ષ્ણ અણીવાળો હોયછે, અને તેની પાછલી સપાટીપર બરાબર દેખાઈ આવે એવી કોર હોય છે. આગલા ભાગમાં તે દાંત ગોળ હોય છે.

**સાતમે વર્ષે:**— નીચલા જડબાના આગલા વચલા દાંતમાંથી ડાઘ જતો રહે છે, અને બાજુના દાંતમાં થોડો થોડો દેખાય છે. ફાડનાર દાંતની અણી અને કોર ઘસઇને બુઠ્ઠી થઈ જાય છે. ખુણાના છેદક દાંતની બન્ને કોરપર ઘસારો દેખાયછે, અને વળી એક જાતનો ખાડો ઉપલા જડબાના ખુણાના છેદક દાંતપર દેખાય છે.

**આઠમે વર્ષે:**—ખુણાના છેદક દાંતપરથી ડાઘ તદનજ જતો રહે છે. ફાડનારો દાંત ગોળ થાયછે, અને તેની અણી બુઠ્ઠી થયેલી હોયછે.

**નવમે વર્ષે:**—વચલા છેદક દાંતનો ભાગ ગોળ દેખાયછે. દાંતનો શંકુ થોડે ભાગે રહે છે, અને "ડેન્ટલ્ સ્ટાર્" દેખાવવા લાગે છે.

**દશમે વર્ષે:**—બાજુના છેદક દાંતમાં ઉપલા જેવોજ ફેરફાર થાય છે.

**અગિયારમે વર્ષે:**—ખુણાના છેદક દાંતમાં નવમા વર્ષ જેવો ફેરફાર થાયછે.

**બારમે વર્ષે:**—સઘળા દાંત ગોળ થાય છે, અને દાંતનું વચલું "ઇનામલ્" ઘસાઈ ગયલું હોય છે. "ડેન્ટલ્ સ્ટાર્" બધે ઘણોજ દેખઇતો વચમાં હોય છે.

**તેરમે વર્ષે:**—વચલું "ઇનામલ્" તદન નિકળી ગયલું હોયછે.

**ચૌદમે વર્ષે:**—વચલા છેદક દાંત ત્રિકોણાકાર થાય છે.

**પંદરમે વર્ષે:**—બાજુના છેદક દાંત ત્રિકોણાકાર થાય છે. "ડેન્ટલ્ સ્ટાર્" તદન ખુલ્લો હોય છે, અને સઘળા છેદક દાંતમાં તે ગોળ હોય છે.

**સોળમે વર્ષે:**—ખુણાપરના છેદક દાંત બરાબર ત્રિકોણાકાર માલમ પડે છે.

**સત્તરમે વર્ષે:**—સઘળા નીચલા છેદક દાંત ત્રિકોણાકાર થાય છે. તેઓનો "ડેન્ટલ્ સ્ટાર્" ગોળ હોયછે, અને આ દાંત વચ્ચે બખોલ પડેછે.

**અઢારમે વર્ષે:**—દાંતના ત્રિકોણ આગળથી પાછળ લાંબા હોય છે, અને એક બાજુપરથી બીજી બાજુ તરફ ટુંકા થતા જાય છે.

**ઓગણીસમે વર્ષે:**—વચલા અને બાજુના છેદક દાંતની સપાટી (ટેબલ) આડા કરતાં ઉભી વધારે લાંબી હોય છે, અને તેને ફક્ત બેજ ખુણા થાય છે. વળી બાજુપરની કોર પછાડી મળી જાય છે, અને અગાડીની કોર પહોળી થતી જાય છે.

**વીસમે વર્ષે:**—દાંતમાં ખુણા પડી ગયલા હોય છે. દાંતની કમાન સાંકડી અને ચપટી થાય છે, અને જ્યાં આગળ મળે છે, ત્યાં આગળનો ખુણો કાટખુણા કરતાં નાનો હોય છે. વીસ વર્ષ પછી ઘોડો તેની અવધે પહોંચી ગયો એમ સમજવું.

---

## પ્રકરણ આઠમું.

### "ઍક્શન્" અને "લેમનેસ્".

### ચાલ અને લંગડાશ.

ચાલતી વખતે પગનું જે ઉંચકવું થાય છે, તેને "ઍક્શન્" (ચાલ) કહેછે. આગલા પગની ચાલને "ઍક્શન્ ઇન્ ફ્રંટ્" અને પાછલા પગની ચાલને "ઍક્શન્ બિહાઇન્ડ્" કહેછે. ચાલ સારી, નરસી, વિચિત્ર, અને એબવાળી હોયછે. જે ઉંચી ચાલે કુદતો ઘોડો ચાલે છે, તે ઉંચી ચાલ "ગુડ્ ઍક્શન્" સારી ચાલ ગણાય છે. પણ જે કામને માટે જાનવરને ચલાવવામાં આવેછે, તેના પ્રમાણમાં અને તેની ફલંગના પ્રમાણમાં, એ ચાલની અંદર ફેરફાર હોય છે. કુદતા ઘોડાને ઝડપથી દોડવા માટે આગલા પગ બહાર નાંખવા પડેછે, તેથી એ ચાલ ઘણી ભપકાદાર ચાલ "શોઈ એક્શન્" ગણાતી નથી. જે કામને માટે ઘોડો રાખ્યો હોય, તે કામને લાયકની ચાલ ઘોડો ચાલતો નહીં હોય, અને જો તે ચાલથી જાનવરને કોઈ પણ રીતે ઇજા થતી હોય, તો તે ખરાબ ચાલ "બૅડ્ એક્શન્" કહેવાય છે. જ્યારે જનાવર ચાલતી વખતે પગ સેહેજ જમીનથી ઉંચકે છે, ત્યારે તે ચાલને "ડેઝિ કટિંગ્" અથવા "ડેઝિ ક્લિપિંગ્" કહે છે. આ ચાલ ખરાબ ગણાય છે, કારણકે એથી કરી ઘોડો લથડતો ચાલે છે.

ચાલની ખરી ખુબી ચાલતી વખત જણાય છે. તેથી ઘોડાનું માથું છુટી રાખી જેટલી બને તેટલી ઢીલી લગામથી, તપાસનાર આગળ એક બાજુથી

બીજી બાજુપર તેને ચલાવવો. જે જાનવર પોતાના "ટો" (ખરીનો આગલો ભાગ અંગુઠો) અંદર ફેરવે છે, તેના પગ એક બીજાપર આડા આવવાથી તે ગબડી જાય છે, અથવા તેના પગ મુઠ્ઠાની અંદરના પાછલા ભાગપર અથડાય છે. વળી જે જાનવર પોતાના "ટો" બહાર ફેંકે છે, તેઓની કોણીના સાંધા અંદર વળી જાય છે, અને તે સામી બાજુ જોડે ઘસાય છે, જેથી તેની ફલંગ ટુંકી થાય છે. કોણીના સાંધાના અંદર વળવાને "ટાઇડ્ ઇન્ ઍટ્ ધી એલબો" કહે છે. જો ઘોડો બરાબર રીતે ચાલતો હોય, તોપણ આગલા અને પાછલા પગ તપાસવાનું ભુલવું નહીં. ચાલતી વખતે આગલા પગ એકસરખી ઉંચાઇએ રેહવા જોઇએ, પાછલા પગના "ટો" પેહલાં જમીનને અડકવા જોઇએ, અને પછી એડી નીચે આવવી જોઇએ. પગ ઉંચકતી વખતે એડી બહારની ગતિથી ઉંચકવામાં આવે છે, અને જમીનપરથી છેલ્લો "ટો" ઉંચકવામાં આવેછે.

ચાલની પરીક્ષા કરતી વખતે, ઘોડો સારી રીતે ચાલે છે, કે ખરાબ રીતે તે આપણે જોવું જોઇએ. જ્યારે ઘોડો સારી રીતે ચાલે છે, ત્યારે તેના જુદા જુદા ભાગની ગતિ એક બીજાને મળતી આવે છે, અને દરેક ભાગની ગતિ જેવી જોઇએ તેવી બરાબર હોય છે. જ્યારે ઘોડો ખરાબ ચાલે છે, ત્યારે કોઇ પણ ભાગની ગતિ બીજા ભાગની ગતિને મળતી આવતી નથી. આ પ્રમાણે જ્યારે આગલા અને પાછલા પગ એકસરખી રીતે ફરતા નથી, ત્યારે પાછલા પગ આગલા પગને લાત મારે છે. આ લાત મારવાને "ઓવર્ રીચ્" અને "ક્લિંકિંગ્" કહે છે. વિષમ ચાલ ઘણું કરીને કોઇ પણ દરદને લીધેજ હોય છે. જ્યારે જાનવર અંગુઠાપર નાળ ઘસી નાંખતો લંગડાતો ચાલતો હોય, ત્યારે આગલા પગમાં "નૅવિકયુલર્" દરદ (નાવ હારડીનું દરદ), અથવા પાછલા પગમાં "સ્પૅવિન્" (મોતરા) દરદ હોવું જોઇએ. જે ઘોડો આગલે પગે એડીપર ચાલતો હોય, તેનામાં "રિંગ્ બોન" (ચકરાવળ) અથવા "લૅમિનાઇટિસ્" (સુમનીતાપ) નું દરદ હોવું જોઇએ. વળી જો નાળનો અંદરનો અથવા બહારનો ભાગ ઘસાતો હોય, તો પગની એક બાજુએ "સ્પ્લિંટ્" (બેરહડી), અથવા કોઇ બીજું દરદ હોવું જોઇએ.

જાનવરને ખરાબ રીતે હાંકવાથી, અથવા સુજેલું મોં હોવાને લીધે, અથવા (બિટ) લગામ તેના મોંની એક બાજુપર ઇજા કરવાથી, જ્યારે લંગડું ચાલે છે, ત્યારે તે લંગડાશને "બ્રાઇડલ્ લેમનેસ્" કહે છે. જ્યારે જોડીનો ઘોડો એકજ બાજુએ જોડાઇને હંકાય છે, ત્યારે તેનામાં પણ આવી

લંગડાશ જોવામાં આવે છે. આંધળો ઘોડો અને આકાશ તરફ જોઇ ચાલનારો ઘોડો ઘણીજ ઉંચી ચાલ ચાલનારા જાનવર છે. ઢેકા ઢળીઆવાળી, અને ઢોળાવવાળી જમીનપર ઉપર નીચે એકસરખીરીતે દોડાવાથી ઘોડો લંગડો છે કે નહીં, તે માલમ પડે છે. કેટલીક વખતે સાધારણ રસ્તાપર દોડાવ્યાથી પણ માલમ પડી આવે છે કે ઘોડો લંગડો છે કે નહિ.

આગલા પગની લંગડાશ ઢોળાવ ઉપરથી નીચે ઉતરતાં, અને પાછલા પગની લંગડાશ ઉપર ચઢતાં માલમ પડે છે. પણ ચાલની ખરી ખુબી તો રસ્તાપર માલમ પડે છે, અને તે વખતે બની શકે તેટલું ધીમું ધીમું કુદતું કુદતું જાનવરને ચલાવવું. પછી જેમ જેમ આપણને માહીતી મળતી જાય, તેમ તેમ ઝડપથી કુદતાં કુદતાં ચલાવવું. કેટલીક જાતની લંગડાશ, જેવી કે ચકરાવળ અને સુમની તાપ, એ દરદોમાં જેમ જેમ ઘોડો આગળ જાય છે, તેમ તેમ તે વધારે લંગડાતો જાય છે. બીજાં દરદ જેવાં કે મોતરા અને નાવહરડીના દરદમાં, જેમ જેમ જાનવર આગળ જાય છે, તેમ તેમ લંગડાશ ઓછી થતી જાય છે. પણ એવા જાનવરને ચલાવ્યા પછી અને થોડીવાર તબેલામાં શાંત રહેવા દીધા પછી ચલાવવામાં આવે, તો તે ઘણુંજ લંગડાય છે.

આગલા પગમાં લંગડાશને માટે હમ્મેશા માથા તરફ જોવું, અને પાછલા પગમાં લંગડાશને માટે હમ્મેશા તેના "કવાર્ટર્" ( જાંગ ) તરફ નજર નાંખવી. બીજું આ ભાગ હમ્મેશા સાજા પગ તરફ ઢળતા હોય છે. એરહડી જેવા દરદમાં જોકે ઢળાણ સાજા પગ તરફ છે, તોપણ માથું ઉંચું નાંખેલું હોય એમ માલમ પડે છે. કુલાનું ( પટેલા ) હાડકું ભાંગી ગયું હોય, ત્યારે ઘોડો પાછલો પગ પછવાડેને પછવાડે ખેંચ્યા કરે છે, અને નાળનો આગલો ભાગ ( ટો ) જમીનપર ઘસે છે, અને જ્યાં સુધી તે સાજો થતો નથી, ત્યાં સુધી તે પગ બહાર લાવતો નથી. વળી "લૅમિનાઇટિસ્" ( સુમની તાપ ) માં જાનવર ઢગલો થઇ ઉભું રહે છે, પણ તેની ઉભા રેહવાની સ્થિતિમાં ઇજાના પ્રમાણમાં ફેર હોય છે. જો બન્ને આગલે પગે દરદ હોય, તો જાનવર પગને બહાર નાંખે છે, અને તેથી આખા શરીરનો બોજો એડીપર આવે છે, અને તે પાછલા પગ શરીરના ગુરૂત્વમધ્યબિંદુની નીચે લાવે છે. પણ જો દરદ પાછલા પગમાં હોય છે, તો જાનવર પોતાના આગલા પગ શરીર નીચે ખેંચી લેશે, અને પાછલા પગ લંબાવશે, અને તેથી પાછલા પગની નાળના અંગુઠાપર વજન આવશે નહીં.

---

# પ્રકરણ નવમું.

## પારિભાષિક શબ્દ.

"કાર્કૅસ્": —ઘોડાનું ધડ "કાર્કૅસ્" કહેવાય છે. એ શબ્દમાં પગનો સમાવેશ થતો નથી.

"હૉલો ઇન્ ધ્ ફ્લૅંક્":—જ્યારે ઘોડાની છેલ્લી પાંસળી અને "હિપ્"ની અણી વચ્ચે ખાડો હોય છે, ત્યારે તે ઘોડાને "હૉલો ઇન્ ધ્ ફ્લૅંક્" (બેઠેલી કુખનો) કહે છે.

"લૉંગ્ ઇન્ ધ્ રેન્ ઑર્ નેક્":—જ્યારે સવારના હાથ અને લગામ વચ્ચે ઘણું છેટું રહે છે, ત્યારે તે ઘોડાને "લૉંગ્ ઇન્ ધ્ નેક્" (લાંબી ગરદનનો) કહે છે.

"થ્રૉટ્લ":—ઘોડાના ગળા અને તેના ઉપરના ભાગને "થ્રૉટ્લ" કહેછે.

"સ્ટાર ગેઝર્":—જે ઘોડો મોં ઉંચુ રાખી આકાશ તરફ જોઇને ચાલે છે, તેને "સ્ટાર ગેઝર્" કહેછે.

"ડીપ્ ગર્થ્":—જ્યારે ખાંધની અણીથી તે છાતીના હાડકા સૂધીનો ઘેરાવો મોટો હોય છે, ત્યારે તે ઘોડાને "ડીપ્ગર્થ્" કહે છે. સારી રીતે ઉછરેલા ઘોડાના તંગનો ઘેરાવો મોટો હોય છે.

"હાઈ ઍક્શન્ ઑર્ શોઈ ઍક્શન્":—જ્યારે ઘોડો ઘુંટણુ ઘણું વાળી જમીનથી પગ ઉંચે ઉંચકે છે, ત્યારે તે ચાલને "હાઈ ઍક્શન્" અથવા "શોઈ ઍક્શન્" કહે છે. ગાડીના ઘોડામાં આ ચાલ ઘણી સારી ગણાય છે.

"કાફ્ ઑર્ બક્ ની":—જ્યારે ઘુંટણુ પગની સીધી લીટીથી અંદર વળેલું હોય છે, અને "રેડિયસ્" એવી રીતે અંદર વાંકું વળેલું હોય છે, કે બન્ને ઘુંટણુ ચાલતી વખત અથડાય છે, ત્યારે તેવા ઘુંટણુને "કાફ્" અથવા "બક્ ની" કહે છે.

"નક્લિંગ્ ઑર બેન્ડિંગ્ ઓવર્ ધ્ ફેટ્લૉક્":—જ્યારે મુઠ્ઠાનો વાંક બહાર પડતો હોય છે, ત્યારે તેને "નક્લિંગ્ ઑર બેન્ડિંગ્ ઓવર્ ધ્ ફેટ્લૉક્" કહે છે.

"સ્લૅક્ ઇન્ ધ્ રિબ્, સ્લૅક્ ઇન્ ધ્ લૉઇન્ ઑર્ લુઝલી કપલ્ડ":—જે ઘેડાની "હિપ્"ની અણી અને છેલ્લી પાંસળી વચ્ચે ઘણું છેટું રહે છે, તે ઘોડાને "સ્લૅક્ ઇન્ ધ્ રિબ્" કહે છે.

"વેલ્ રિબ્ડ્":—જ્યારે ઘોડાની કમ્મર ટુંકી હોય છે, અને છેલ્લી પાંસળી અને "હિપ્"ની અણી વચ્ચે થોડું છેટું હોય છે, ત્યારે તેવા ઘોડાને "વેલ્ રિબ્ડ્" કહેછે.

"રોચ્ બૅકડ્":—જે ઘોડાની કમ્મર કમાન જેવી ઉપરથી વાંકી વળેલી હોય છે, તે ઘોડાને "રોચ્ બૅકડ્" કહે છે.

"ગુઝ રમ્પ્ડ્":—જે ઘોડાના "કવાર્ટર્" ગોળ, બહાર પડતા અને ઢળતા હોય છે, અને પુંછડી નીચી આવેલી હોય છે, તેને "ગુઝ રમ્પ્ડ્" કહે છે.

"સેકન્ડ્ થાઇ":—"હૅાક્" ની ઉપર "ટિબિયા" હાડકાના આગલા ભાગમાં જે સ્નાયુ આવેલા છે, તેને "સેકન્ડ્ થાઇ" કહે છે.

"ગોઈંગ્ વાઇડ્ બિહાઇન્ડ્":—જે ઘોડો ચાલતી વખત પાછલા પગ પહોળા રાખી ચાલે છે, તે ઘોડાને "ગોઇંગ્ વાઇડ્ બિહાઇન્ડ્" કહે છે.

"પ્લેન્ટિ ઑફ્ બોન":—શરીરના કદના પ્રમાણમાં જે હાડકાં મોટાં હોય છે, તેમાં ખાસ કરીને જ્યારે નળા મોટા હોય છે, ત્યારે તેને "પ્લેન્ટિ ઑફ્ બોન" કહે છે.

"ટ્રુ ઑર્ ગુડ્ ઍક્શન્":—જ્યારે ઘોડો ઉંચે, છુટે, અને લાંબે પગલે એકી દોરીએ સ્વસ્થપણે નિયમસર ચાલ્યા કરતો હોય, અને પગ જમીનપર મજબુત મુકીને અને જમીનને અડકે એવી રીતે ખરી ચપટ રાખીને અંગુઠો અંદર અથવા પગ બહાર નાંખતો નહીં હોય, ત્યારે તે ચાલને "ગુડ્ ઍક્શન્" કહેછે.

"ફ્રી ઍક્શન્":—ચાલતી વખતે જ્યારે ઘોડાને પગના સાંધામાં કોઈ પણ જાતની વેદના થતી નથી, ત્યારે તેવી ચાલને "ફ્રી ઍક્શન્" કહે છે.

"સ્ટિફ્ ઍક્શન્":—જ્યારે ચાલતી વખતે સાંધામાં વેદના થાય છે, ત્યારે તે ચાલને "સ્ટિફ્ ઍક્શન્" કહે છે.

"લો ઍક્શન્":—જ્યારે ઘોડો જમીનથી પગ ઉંચે ઉંચકતો નથી, ત્યારે તે ચાલને "લો ઍક્શન્" કહે છે. એવી ચાલને વળી "ગોઇંગ્ નીઅર્ ધ્ ગ્રાઉન્ડ્" (જમીન સુંઘતી) પણ કહે છે

"ડેઝી ટ્રિપર્ ઑર્ કટર":—જ્યારે ઘોડો આગલા પગ ઉંચે ઉંચકતો નથી, પણ જમીનની પાસેને પાસે રાખે છે, ત્યારે તે ચાલને "ડેઝી ટ્રિપર્" અથવા "ડેઝી કટર્" કહે છે.

"બ્લડ્":—ઇંગ્લંડની અશ્વશાળામાં રાખેલી નોંધ બુકમાં જે ઘોડાનાં નામ લખેલાં છે, તેથી ઉતરી આવેલા અથવા ઉંચા અરબ્બી ઘોડાની ઓલાદને "બ્લડ્" કહે છે.

"**હાઇ બ્રીડિંગ્**":—ઉંચા તુખમના ઘોડાને "હાઇ બ્રીડિંગ્" કહે છે.

"**ગૉન ઇન્ ધ્ લૉઇન્**":—જે ઘોડાની કમ્મરપર એવી રીતની ઇજા થઈ હોય છે, કે તે ચાલતી વખત ઉંચો નીચો થાય છે, મુશ્કેલીથી ફરે છે, અથવા કોઈ પણ જાતનું વજન તેની પીઠપર મુકવામાં આવે છે ત્યારે ગબડી પડે છે, તેવા ઘોડાને "ગૉન ઇન્ ધ્ લૉઇન્" (ભાંગેલી કમ્મરનો) કહે છે.

"**જૅક**":—હાડ મોતરાના દરદને "જૅક" કહે છે.

"**ગ્રૉગી**":—જે ઘોડાને નાવહારડીનું દરદ થયું હોય છે, તેને "ગ્રૉગી" કહે છે. આવા લંગડા ઘોડાની ચાલ નીચી ને પગલા ટુંકા હોય છે. વળી તે ઘોડો જમીન ઘસતો ચાલે છે, અને ઘણું ખરૂં તો અંગુઠાપર ચાલેછે.

"**ફાઉન્ડર્ડ**":—જે ઘોડાને સુમની તાપ થાય છે, તેને "ફાઉન્ડર્ડ" કહે છે. તે વખતે જનાવર પોતાની એડીપર ચાલે છે, અને ખરી "પ્યુમિસ્ડ્" ખરી જેવી થાય છે.

"**બ્રોકન્ ડાઉન્**":—જે ઘોડાનો "સસ્પેન્સરી લિગામેંટ્" લચકઈ અથવા ટુટી ગયલો હોય છે, તે ઘોડાને "બ્રોકન્ ડાઉન્" કહે છે.

"**ગૉન ઇન્ ધ્ બૅક્ સિન્યુઝ્**":—જે ઘોડાના પાછલા સ્નાયુ "બૅક સિન્યુ" લચકાઇ ગયા હોય, તે ઘોડાને "ગૉન ઇન્ ધ્ બૅક્ સિન્યુઝ્" કહે છે.

"**ગૉટ્ આ સ્ટ્રોક ઑફ્ ધ્ વિંડ્**":—જ્યારે ઘોડાને હિંદુસ્તાનમાં કમરી નામનો લકવો ઠંડા પવનનો સપાટો લાગવાથી થાય છે, ત્યારે તે ઘોડો "ગૉટ્ આ સ્ટ્રોક ઑફ્ ધ્ વિંડ્" કહેવામાં આવે છે.

"**રાઈ નેકડ્**":—જે ઘોડાની ગરદન વળ ખાધેલી હોય છે, અને તેથી મોં એક બાજુએ વાકું રહે છે, તેને "રાઈ નેકડ્" કહે છે.

"**ડાઉન્ ઇન્ ધ્ હિપ્ ઑર્ હિપ્ શૉટ્**":—જે ઘોડાના "હિપ્"ની અણી અથવા "ઇલિયમ"ની આગલી નીચલી "સ્પાઇન" ભાંગી ગયલી હોય છે, તેને "ડાઉન્ ઇન્ ધ્ હિપ્" અથવા "હિપ્ શૉટ્" કહે છે.

"**ગમી જૉઇંટ્**":—ઘોડાના મુઠાના અને "પૅસ્ટર્ન્"ના સાંધા ઘણું કામ કરવાને લીધે સઘળી બાજુએથી જાડા થઈ ગયલા હોય છે, ત્યારે તે સાંધાને "ગમી જૉઇંટ્" કહે છે.

"**વૉશી હૉર્સ**":—જે ઘોડાનું ધડ હલકું, બાજુ ચપટી, છાતી સાંકડી, પગ લાંબા, અને સ્વભાવ ચીડીઓ હોયછે, તેને વૉશી હૉર્સ" કહે છે. કામ

અથવા ખોરાકમાં કાંઈ પણ ફેરફાર થાય છે, તો એવા ઘોડાને એકદમ ઝાડો છુટે છે. વળી એવા ઘોડાને "ટૂ મચ્ ડેલાઇટ્ બિલો ધેમ" પણ કહે છે.

"યુ નેકડ્":—જ્યારે ઘોડાની ગરદનની ઉપરની ધાર બાહ્યગોળ હોવાને બદલે અંતરગોળ હોય છે, અને તેથી તેનું માથું ઉંચું રહે છે, ત્યારે તેવા જનાવરને "યુ નેક્ડ્" (મેંઢીની ગરદનવાળો) કહે છે.

"કાઉ હૅાકડ્":—જ્યારે જનાવરની "હૅાક્" ની અણી એક બીજાને મળે છે, ત્યારે તે જનાવર "કાઉ હૅાકડ્" કહેવાય છે. આપણા દેશમાં આવા જનાવર ઘણા જોવામાં આવે છે, તેમાં મુખ્યત્વે કરીને "ડૅાન્કી" પાસેથી નાનપણથી કામ લીધાથી, તેઓ "કાઉ હૅાકડ્" થાય છે.

"રૅગેડ્ હિપ્":—જ્યારે ઘોડાની "હિપ્" ની અણી બહુજ બહાર પડતી હોય છે, ત્યારે તે ઘોડાને "રૅગેડ્ હિપ્" કહે છે.

"રોમન્ નોઝડ્":—જ્યારે ઘોડાનું નાક કમાન પડતું હોય છે, અને ચેહરાની ધાર બાહ્યગોળ હોય છે, ત્યારે તેને "રોમન્ નોઝડ્" કહે છે. અંગ્રેજી હલકી જાતનાં જનાવર આવાં નાકવાળાં હોય છે.

"ડીઅર્ ઑર્ બક્ આઈડ્":—જ્યારે ઘોડાના ડોળા મોટા પણ અંદર પેસેલા હોય છે, અને તેથી કરીને હરણની માફક પોતાની પછાડી ઘણે છેટે સુધી જોઈ શકે છે, ત્યારે તેને "ડીઅર્ આઈડ્" કહે છે.

"હાઇડ બાઉન્ડ્":—જ્યારે ઘોડાના શરીરની ચામડી ઘણી તંગ આવેલી હોય છે, ત્યારે તેને "હાઇડ બાઉન્ડ્" કહે છે.

"સ્ટેરિંગ્ કોટ્":—જ્યારે ઘોડો માંદો હોય છે, અને બાલ ઉભા દેખાય છે, ત્યારે તેના બાલની સ્થિતિને "સ્ટેરિંગ્ કોટ્" કહે છે.

"લૉપ્ ઑર્ લૉબ્ ઑર્ લીફ્ ઇઅર્ડ્":—જ્યારે ઘડપણ અથવા હલકી જાતનો હોવાને લીધે ઘોડાના "ઍડક્ટર્" સ્નાયુની શક્તિ ઓછી થવાથી કાન બહાર લટકતા રહે છે, ત્યારે તેને "લીફ્ ઇઅર્ડ્" કહે છે.

"ઓવર શૉર્ટ ફેટ્લૉક્": —જ્યારે મુઠ્ઠો સીધો હોય છે, અને મુઠ્ઠાનું પેટું બહાર નિકળેલું હોય છે, ત્યારે તેવા મુઠ્ઠાને "ઓવર્ શૉટ્ ફેટ્લૉક્" કહે છે.

"બિશપિંગ્ ઑર્ કાઉન્ટર માર્કિંગ્":—ઘોડો નાનો દેખાય તે માટે તેના દાંતપર જે કૃત્રિમ ડાઘ (માર્ક્) પાડવામાં આવે છે, તેને "બિશપિંગ્" કહે છે. આ નામ એના શોધનારપરથી પડેલું છે.

"ક્લિકિંગ્ ઑર્ ફૉર્જીંગ્":—ચાલતી વખતે આગલા પગની નાળ પાછલા પગના અંગુઠા જોડે અથડાય છે, ત્યારે તે અથડાવવાને "ક્લિકિંગ્" કહે છે.

"**કૉન્ફૉર્મેશન્**":—આખા શરીરનું સ્વરૂપ અને જુદા જુદા ભાગ જ્યારે બરાબર રૂષ્ટપુષ્ટ હોય છે, ત્યારે તેને "કૉન્ફૉર્મેશન્" કહે છે.

"**કાઉન્ટર્**":—છાતી (બ્રેસ્ટ) ને "કાઉન્ટર્" કહે છે.

"**ફાર્ સાઇડ્ ઑર્ ઑફ્ સાઇડ**":—ઘોડાની જમણી બાજુને "ફાર્ સાઇડ્" અથવા "ઑફ્ સાઇડ્" કહેછે.

"**ફાયરી હૉર્સ**":—જ્યારે ઘોડો ઘણો તેજદાર હોય છે, ત્યારે તેને "ફાયરી હૉર્સ" કહે છે.

"**ફિગિંગ્ ઑર્ જીંજરિંગ્**":—જનાવરના સફરામાં કોઈ પણ જાતનો ક્ષોભક પદાર્થ ચોપડવાથી તે પોતાની પુંછડી ઉંચી રાખે છે. અને તેથી તે તેજદાર દેખાય છે, એવી ચોપડવાની રીતને "ફિગિંગ્" કહે છે

"**ફુલ માઉથ્ડ્**":—જ્યારે ઘોડાના બધા દાંત ઉગી રહે છે, ત્યારે તેને "ફુલ માઉથ્ડ્" કહે છે.

"**ગૅસ્કિન્ ઑર્ સેકંડ્ થાઇ**":—"સ્ટાઇફૂલ" થી "હૉક્" સુધીની જગ્યાને "સેકંડ્ થાઇ" કહે છે.

"**હૅન્ડ્**":—ઘોડાને માપવાનું માપ જે ચાર ઇંચ લાંબું છે, તેને "હૅન્ડ્" કહે છે.

"**હાઈ બ્લોઇંગ્**":—જ્યારે ઘોડો ફેફસાંમાંથી જોરબંધ હવા કાઢે છે, તે વખતે નસકોરાનાં છીદ્રાંમાંથી જે મોટો અનિયમિત અવાજ નિકળે છે, તેને "હાઈ બ્લોઇંગ્" કહે છે.

"**હૂફ્ બાઉન્ડ્**":—જ્યારે ઘોડાની ખરી સંકોચાયલી હોય છે, ત્યારે તેને "હૂફ્ બાઉન્ડ્" કહે છે.

"**બ્રશિંગ્**":—નાળના અંદરના ભાગની બહારની કોરથી, અથવા ખીલાથી સામા પગના મુઠ્ઠાની અંદરની બાજુપર જે જખમ પડે છે, તેને "બ્રશિંગ્" કહે છે.

"**નીઅર્ સાઇડ્**":—ઘોડાની ડાબી બાજુને "નીઅર્ સાઇડ" કહે છે.

"**નિકિંગ્**":—ઠુંઠું (સ્ટમ્પ્) રાખીને પુંછડીના "ડિપ્રેસર્ મસ્‌લ" ને કાપી નાંખવાની રીતને "નિકિંગ્" કહે છે.

"**ડૉકિંગ્**":—પુંછડીના ઠુંઠાને કાપી નાંખવાની રીતને "ડૉકિંગ્" કહેછે.

"**બૅન્ગિંગ્**":—પુંછડીના બાલ કાપી નાંખવાની રીતને "બૅન્ગિંગ્" કહે છે.

"ઓવર્ રીચિંગ્":—પાછલા પગના અંગુઠાનું આગલા પગની એડી અથવા "પૅસ્ટર્ન્" પર અથડાવવાને "ઓવર્ રીચિંગ્" કહે છે.

"વ્હિસ્ટ્લિંગ્ ઑર્ પાઇપિંગ્":—વાયુનળીના છિદ્રના સંકેચાવાથી, જે મોટો સીસોટી જેવો અવાજ નિકળેછે, તેને "વ્હિસ્ટ્લિંગ્" અથવા "પાઇપિંગ્" કહે છે.

"વૉલ્ આઇઙ્ ઑર્ રિંગ્લ્ આઇઙ્":—જે ઘોડાની આંખની "આઇરિસ્" લગભગ સફેદ અથવા એ રંગની હોય છે, તેને "વૉલ્ આઇડ્" અથવા "રિંગ્લ આઈડ્" કહે છે.

"સ્ક્રુ":—રદીએલ થઈ ગયલા ઘોડાને "સ્ક્રુ" કહે છે.

"સ્પીડી કટિંગ્":—જ્યારે ઉંચી ચાલનો ઘોડો ઝડપબંધ કુદતો કુદતો ચાલે છે, તે વખતે એક આગલા પગની અંદરની બાજુપર ઘુંટણુ આગળ બીજા આગલા પગથી જખમ પડે છે, તેને "સ્પીડી કટિંગ્" કહે છે.

"થિક વિન્ડેડ્":—જ્યારે શ્વાસ લેતાં ઘોડાને ઘણી મુશ્કેલી પડે છે, ત્યારે તે ઘોડાને "થિકવિન્ડેડ્" કહે છે.

"ટૉટરિંગ્":—કેટલાક ઘોડાના ચાલ્યા પછી આગલા પગ ધ્રુજે છે, અને કેટલાક વળેલા ઘુંટણુના અને કેટલાક સીધા "પૅસ્ટર્ન્" વાળા ઘોડાના આગલા પગ હમ્મેશા ધ્રુજતા માલમ પડે છે. આ ધ્રુજવાને "ટૉટરિંગ્" કહે છે.

"વીડ્":—ખરાબ બાંધાના નમાલા ઘોડાને "વીડ્" કહે છે.

"વિન્ડ્":—શ્વાસ લેવાની શકિતને "વિન્ડ્" કહે છે

"બૅરલ્":—ખભાં અને "હૉન્ચીઝ" વચ્ચેનો ભાગ જેમાં પીઠ, પેટ, કમ્મર, કુખ, અને કેટલીક પાંસળીનો સમાવેશ થયેલો છે, તેને "બૅરલ્" કહે છે.

"સ્ટૅન્ડિંગ્ ઑટ્ ઈઝ":—જ્યારે ઘોડો બન્ને આગલા પગ સરખી રીતે બહાર કાઢીને પોતાનું વજન ઝીલે છે, માથું નીચે રાખે છે, એક પાછલા પગના સાંધા વાળીને એડી ઉંચી રાખીને ઉભો રહે છે, અને બીજે પાછલે પગે પાછલા "ક્વૉટર્" નું વજન ઝીલે છે, ત્યારે તે "સ્ટૅન્ડિંગ્ એટ્ ઈઝ" કહેવાય છે. એમ કરતાં જ્યારે એક પગ થાકી જાય છે, ત્યારે બીજે પગે વજન ઝીલે છે.

"હૉલો ઑર્ સૅડ્લ બૅકડ્":—પીઠ જ્યારે અંદર વળેલી હોય છે, ત્યારે તે ઘોડાને "સૅડ્લ બૅકડ્" કહે છે.

"**બ્રિસ્કેટ્**":—છાતી "ચેસ્ટ" ના નીચલા ભાગને "બ્રિસ્કેટ" કહે છે.

"**કાઉકિક્**":—પાછલા પગથી આગળની બાજુએ લાત મારવી તે "કાઉકિક્" (ટાંપ) કહેવાય છે.

"**હિની ઑર્ જેનેટ્**":—ઘોડા અને ગધેડીથી ઉત્પન્ન થયલા જનાવરને "હિની" અથવા "જેનેટ્" કહે છે.

"**મ્યુલ**":—ઘોડી અને "જેકઍસ" નામના ગધેડાની ઓલાદને "મ્યુલ" (ખચ્ચર) કહે છે.

"**સિક્લ હૉક્**":—દાંતરડાના જેવી વળેલી "હૉક્" ને "સિક્લ હૉક્" કહે છે.

"**હૅાગિંગ્ ધ્ મેન**":—યાળના બાલ ટુંકા કાપવાની રીતને "હૅાગિંગ્ ધ્ મેન" કહે છે.

"**જીબ્બર્**":—જે ઘોડા ગાડીમાં પોતાને જોડાવવા દેતા નથી તેને "જીબ્બર" કહે છે.

"**રૅટ્ ટેઇલ્ડ્ હૉર્સ**":—પુંછડીપર બાલ નહીં હોય એવા ઘોડાને રૅટ્ ટેઇલ્ડ્ હૉર્સ" કહે છે.

"**ફૉલ્સ નૉસ્ટ્રિલ્**":—નસકોરાંની અંદરની ચામડીની કોથળીને "ફૉલ્સ નૉસ્ટ્રિલ્" કહે છે.

"**લિસ્ટ્**":—ખાંધથી પુંછડી સુધી મધ્યભાગે આવેલા કાળા પટાને "લિસ્ટ" કહે છે.

"**પેડિગ્રી**":—જે તુખમથી ઘોડો ઉતરી આવેલો હોય, તેને "પેડિગ્રી" કહેછે. કેટલાક ઘોડાની વંશાવળી હયશાળામાં રખાતી નોંધબુકપરથી માલમ પડી આવે છે.

"**પિસી**":—જે ઘોડી વારંવાર ગરમ થાય છે તેને "પિસી" કહે છે.

"**પૉઇંટિંગ્**":—સીધી ઉભા લીટીમાંથી પગ બહાર કાઢીને અંગુઠા ઉપર ઉભા રેહવાને અથવા હવામાં પગ રાખવાને "પૉઇંટિંગ્" કહે છે.

"**શુ બૅાઇલ્**":—તોપાલી કોણીને "શુ બૅાઇલ્" કહે છે.

"**રેસ હૉર્સ**":—જે ઘોડાને સરતની દોડવાની જગાપર મોટી ફલંગે દોડાવવામાં આવે છે, તેને "રેસ હૉર્સ" (સરતનો ઘોડો) કહે છે.

"**સ્ટીપલ ચેઝર્**":—જે સરતના ઘોડા ટટ્ટી વગેરે કુદવાના કામમાં આવે છે, તેને "સ્ટીપલ ચેઝર્" કહે છે.

"કોચ્ હૉર્સ" :—જે ઘોડા અસલ કોચ નામની ગાડીમાં જોડાતા હતા તેને "કોચ્ હૉર્સ" કહેતા હતા. હાલ ગાડીમાં એકલો અથવા જોડીમાં જોડનાર કોઈ પણ ઘોડાને "કોચ્ હૉર્સ" કહે છે.

"હૅકની" :—એ ઘોડો ફક્ત છુટી સવારીના કામમાં આવે છે.

"કૉબ્" :—એ ટટ્ટુ જોડવાના તથા સવારીના કામમાં આવેછે. મોટા વજનનું માણસ તેપર સવાર થઈ શકેછે.

"હન્ટર" :—"હન્ટર" એટલે શિકારી ઘોડો મોટી ફલંગ મારી રસ્તામાં આવતી અડચણો એકદમ કુદી જાય છે.

"પોની" :—"પોની" એટલે ટટ્ટુ મુખ્યત્વે કરીને બચ્ચાંને બેસાડવાના કામમાં આવેછે. એને જ્યારે "હારનેસ" પેહરાવવામાં આવેછે, ત્યારે તે નાની ગાડી ખેંચેછે.

"સ્ટાફ્ હૉર્સ" :—લશ્કરી અમલદારને માટે જે ઘોડા રાખવામાં આવેછે, તેને "સ્ટાફ્ હૉર્સિઝ" કહેછે.

"ટ્રુપ હૉર્સ" :—લશ્કરી ઘોડેસ્વાર જે જાતના ઘોડા વાપરે છે, તે ઘોડાને "ટ્રુપ હૉર્સ" કહે છે.

"કૅવલરી હૉર્સ" :—લશ્કરી સીપાઈના ઘોડાને "કૅવલરિ હૉર્સ" કહે છે.

"આર્ટિલરી હૉર્સ" :—તોપખાનાના ઘોડાને "આર્ટિલરી હૉર્સ" કહે છે.

"બીનિંગ્" :—જ્યારે "બીન"ના આકારનો લોખંડનો નાનો કકડો, અથવા કોઈ પણ પદાર્થ સારા પગના તળીઆની અને નાળની વચ્ચે દાખલ કરવામાં આવે છે, ત્યારે તે દાખલ કરવાની રીતને "બીનિંગ્" કહે છે. એથી લંગડો ઘોડો સીધો ચાલે છે, ને સાજો ઘોડો લંગડાતો ચાલે છે. વેચનાર ઠગવાને માટે આવી લુચ્ચાઈ ભરેલી યુક્તિ વાપરે છે.

"ક્લિપિંગ" :—બાલ કાપવાના યંત્રથી ઘોડાના બાલ કાપવાને "ક્લિપિંગ્" કહે છે.

"પ્યુમિસ્ડ્ ફૂટ્" :—ચપટા અથવા બાહ્યગોળ તળિયાને "પ્યુમિસ્ડ્ ફૂટ્" કહે છે.

"લોલિંગ્ ધ ટંગ" :—જ્યારે ઘોડો મોંમાંથી જીભ બહાર કાઢીને ઘડીઆળના લોલક માફક લટકતી રાખે છે, ત્યારે તે જીભ બહાર કાઢવાને "લોલિંગ્ ધ ટંગ" કહે છે.

"**માર્ટિંગેલ**":—લગામની કડીથી જીનના તંગ સુધીના લાંબા પટાને "માર્ટિંગેલ" કહે છે.

"**ડ્રૂપિંગ્, પેન્ડ્યુલસ, પૉટ્ ઑર્ કાઉસ્ બેલી**":—જ્યારે પેટની નીચલી ધાર ઘણી બાહ્યગોળ, અને છાતીના હાડકાપરથી એકદમ નીચે ઉતરી પડેલી હોય છે, ત્યારે તે બાહ્યગોળ ધારને "ડ્રૂપિંગ્" કહે છે.

"**પિજીઅન્ ટોડ**":—જ્યારે ઘોડાના અંગુઠા અંદર વળેલા હોય છે, ત્યારે તેવા ઘોડાને "પિજીઅન્ ટોડ્" કહે છે.

"**બૉલ્કી હૉર્સ**":—જે ઘોડો સવાર અથવા હાંકનારની મરજી મુજબ ચાલતો નથી, અને જે બાજુએ હાંકવા માંગે છે, તેથી ઉલટીજ બાજુએ જવા માગે છે, તેવા ઘોડાને "બૉલ્કી હૉર્સ" કહે છે.

"**ઇન્ ઍન્ડ્ ઇન્ બ્રીડિંગ્**":—બીજી પેઢીએ ઉતરી આવેલા જનાવર વચ્ચે માંહોમાંહે સંબંધ કરાવવો, તેને "ઇન્ ઍન્ડ્ ઇન્ બ્રીડિંગ્" કહે છે.

"**આઉટ્ ક્રૉસિંગ્**":—જુદી જુદી ઓલાદના જનાવર વચ્ચે જે સંબંધ કરાવવો, તેને "આઉટ્ ક્રૉસિંગ્" કહે છે.

"**ચાર્જર્**":—લડાઇમાં હુમલો કરતી વખતે જે ઘોડો લશ્કરી અમલદાર વાપરે છે, તેને "ચાર્જર્" કહે છે.

"**શોલ્ડરિંગ્**":—દિવાલસાથે સવારનો પગ કચડી નાંખવાની કેટલાક ખરાબ ઘોડા જે કોશેશ કરે છે, તેને "શોલડરિંગ્" કહે છે.

---

## પ્રકરણ દશમું.

### ઘોડાની શારીરિક પરીક્ષા.

ઘોડાની પરીક્ષા કરવાની જે જે રીત આપણે અગાડી વર્ણવી ગયા છીએ, તે ઉપરાંત બીજી કેટલીક રીત છે, અને તેનું જ્ઞાન મેળવવું ઘણું અવશ્યનું છે. આ રીતમાં કેટલીકવાર ફક્ત જ્ઞાનેંદ્રિય વાપરવી પડે છે, અને કેટલીકવાર ખાસ યંત્ર વાપરવાં પડે છે. એ રીત એવી છે, કે જ્યાંસુધી માણસ તેની અજમાયશ તંદુરસ્ત ઘોડાપર સંભાળથી અને વારંવાર કરશે નહીં, ત્યાંસુધી તેને દરદી હાલતપર વાપરવાને સારી માહિતી મળશે નહીં. આવી રીત વાપરવાને આપણુને પુરેપુરી હીમત આવે, તેટલા માટે હમ્મેશા તે પ્રમાણે ઘોડાને તપાસવાની ટેવ રાખવી, અને તેથી પરીક્ષા કરતી વખતે જે જે ખબર આપણુને જોઇશે તે મળી આવશે.

(૧) "**ઑસ્કલ્ટેશન્**":—શરીરની ચામડીપર કાન મુકી અંદરના અવાજ સાંભળવાની રીતને "ઑસ્કલ્ટેશન્" કહે છે. શ્વાસોચ્છ્વાસની

ક્રિયા તપાસવાનું મુખ્ય સાધન આ છે. જો એ રીતથી છાતીને તપાસીશું નહીં, તો છાતીના દરદની ચિકિત્સા બરાબર થશે નહીં. "ઑસ્કલ્ટેશન્" એ તરેહથી થાય છે કેટલીક વખતે "આંસ્કલ્ટેશન્" "સ્ટેથોસકોપ્" (શ્રવણુનળી)ની મદદથી થાય છે, અને કેટલીક વખતે જનાવરની ચામડીપર કાન મુકી થાય છે. ઘણી વખત તો જનાવરની ચામડીપર કાન મુકી તેને તપાસીએ છીએ, પણુ કેટલીક વખતે કાન ચામડીપર ન મુકતાં કાન અને ચામડીની વચ્ચે રૂમાલ મુકી તેને તપાસીએ છીએ. આમ તપાસ કરતી વખતે ઘોડો લાત ન મારે, અથવા કરડી ન ખાય, તેટલા માટે જે બાજુએ ઉભા રેહેવું સલામતી ભરેલું હોય, તેજ બાજુએ ઉભા રેહવું ડહાપણુ ભરેલું છે. જો જરૂર પડે તો આગલો પગ ઉંચકાવી રાખવો, અથવા અનુભવથી આપણુને કંઈ પણુ ઉપાય સુઝે, તો તે ઉપાય યોજવો.

એ પરીક્ષા ભાગ્યેજ જનાવરનાં નસકોરાં ઉપર અથવા મોંના બીજા છિદ્ર પર થાય છે, પણુ તે ગરદનના આગલા ભાગ નીચે વાયુનળીપર, છાતીની બન્ને બાજુપર, અને કેટલીક વખતે પેટપર થાય છે. કેટલીક વખતે ઘોડીના "ફીટલ્ હાર્ટ્"ના ધબકારા જોવા માટે કુખ આગળના પાછલા પગપર પણુ આ પરીક્ષા થાય છે.

(૨) "પર્કશન્":—શરીરની ચામડીપર ટકોરા મારવાથી જે અવાજ થાયછે, તેથી જે પરીક્ષા થાયછે તેને "પર્કશન્" કહેછે. આ જાતની પરીક્ષા આંગળીપર બીજા હાથની આંગળીના ઢેકાથી ટકોરા મારવાથી, અથવા તે ભાગપર "પ્લેક્સિમીટર્" નામની ઢાલ મુકી, તેપર નાની હથોડીએ ટકોરા મારવાથી થાય છે. પાંસળી અને મોંના જેવા મજબુત ઘન ભાગપર ખાલી ટકોરા મારવાથી પરીક્ષા થાય છે. એ ભાગ તપાસતી વખતે આંગળાં કે "પ્લેક્સિમીટર્" મુકવામાં આવતાં નથી. જનાવર તંદુરસ્ત હાલતમાં છે, કે તેનામાં કંઈ દરદ છે, તે માટે નાકના ખંડ, મોંના પોલા ભાગ, છાતીની દિવાલ, અને પેટની દિવાલપર ટકોરા મારવામાં આવેછે.

(૩) "મેન્સ્યુરેશન્":—ઇંદ્રિયના કદમાં શું શું ફેરફાર થયલા છે, તે તપાસવાની રીતને "મેન્સ્યુરેશન્" કહે છે. એ પરીક્ષા ફક્ત અવલોકન અને સ્પર્શથી થાય છે. તેટલા માટે શરીરની સામસામેની બાજુને સરખાવવામાં આવે છે, અને સારી સ્થિતિમાં જે બાજુ હોય છે, તેના કરતાં દરદવાળી બાજુમાં શું શુ ફેરફાર છે, તેની બારીકીથી તપાસ કરવામાં આવે છે. આ કામને માટે વળી કેટલાંક યંત્ર બનાવેલાં છે:—જેવાં કે ઉંચાઇને માટે 'મેઝરિંગ્ સ્ટાન્ડર્ડ્", તંગના માપને માટે તથા પગના જુદા જુદા ભાગને

માટે "સ્પ્રિંગ્ ટેપ", અને "પૅસ્ટર્ન્" ના હાડકાં તથા ખરી તપાસવાને માટે સ્મિથનું "સ્પ્રિંગ્ મેઝર્."

(૪) **"પૅલ્પેશન્":**—શરીરમાં થયલા ફેરફાર જાણવાને માટે શરીરપર હાથ ફેરવી જે પરીક્ષા કરવામાં આવેછે તે પરીક્ષાને "પૅલ્પેશન્" કહે છે. અવયવની અંદર કોઈ પણ જાતની વેદનાની, અથવા તો તે ભાગના ધડકવાની અથવા તેનાપરના સોજાની પરીક્ષા હાથ મુકી સહેલાઇથી કરી શકાય છે. ઘોડાની પરીક્ષામાં સ્પર્શપરીક્ષા—એમને એમ અથવા "પ્રોબ" (લોખંડની સળી) અવાજ અથવા બીજા યંત્રોથી—ઘણી ઉપયોગી છે.

(૫) **"પલ્સોમેટ્રિ"** (નાડીપરીક્ષા):—

શરીરનું રૂધિરાભિસરણ કેમ ચાલે છે, તેની પરીક્ષાને "પલ્સોમેટ્રિ" કહે છે. એ પરીક્ષા પણ એક જાતનું "પૅલ્પેશન્" છે. નાડીપરીક્ષા ઘોડાની તબીએત અથવા દરદની ચિકિત્સા કરવામાં ઘણીજ ઉપયોગી થઈ પડે છે. જ્યારે રકતાશય સંકોચાય છે, ત્યારે ધમનીની સ્થિતિસ્થાપકતાવાળી દિવાલના પહોળા થવાથી તેમાં જે વધારે લોહી આવે છે, તે લોહીના ઉછળવાને નાડી કહે છે. એક મિનિટમાં નાડી જેટલી ચાલે છે, તે ઉપરથી આપણને માલમ પડે છે, કે એક મિનિટમાં રકતાશય કેટલું કામ કરે છે. પણ નાડી જલદ, મંદ, નિયમિત, કે અનિયમિત ચાલે છે, તે ઉપરથી આપણને એના કરતાં પણ વધારે ઉપયોગી ખબર મળે છે.

ઘોડાની નાડી નીચે લખેલી જગાપર તપાસવામાં આવેછે.

(૧) **"સબ્મૅક્સિલરિ" ધમની** પર:—તે ગાલના જાડા માંસવાળા ભાગના આગલા ભાગમાં (મેસેટર મસલ) "જાકલ" થી નીચલા જડબાપર આવેલી છે.

જ્યારે ઘોડો તંદુરસ્ત હાલતમાં હોય છે, ત્યારે દર મિનિટે નાડીના ૩૬ થી ૪૦ ધબકારા થાય છે. જેમ પ્રાણી નાનું તેમ તેની નાડી વધારે ચાલેછે.

(૨) **"ટેમ્પોરલ્" ધમની** પર:—એ "આર્ટરી" ઉપલા અને નીચલા જડબાં વચ્ચેના સાંધાની બહાર ગાલના "સુપેરો પોસ્ટિરિયર્" ભાગ આગળ "ઝિગોમા" અથવા "ટેમ્પોરલ આર્ચ" નામના ટેકરા નીચે આવેલી છે.

(૩) **"રૅડિઅલ્" ધમની** પર:—એ "પેક્ટોરેલિસ ટ્રાન્સ્વર્સસ્" નામના સ્નાયુના બે ભાગની વચ્ચે કોણીના વાંક આગળની જગ્યામાં આવેલી છે.

(૪) **"લૅન્ટર્" ધમની** પર:—તે દરેક "પૅસ્ટર્ન્" ની બન્ને બાજુએ જરા પાછલા ભાગમાં આવેલી છે. પાતળી ચામડીવાળા ઘોડાની

ખરીમાં જ્યારે સોજો હોયછે, ત્યારે સેહલાઇથી આ ધમની બહાર માલમ પડી આવેછે.

નાડીના "ચાર્ટ્" ડાકટરને ઘણા ઉપયોગી થઈ પડેછે, કારણ કે તે ઉપરથી નાડી કેટલી વધતી અથવા ઓછી ચાલેછે તે માલમ પડેછે. તે નકશાની અંદર શરીરની ઉષ્ણુતા કેટલી છે તે પણ બતાવવામાં આવેછે.

( ૬ ) "થર્મૉમેટ્રિ":—શરીરની ઉષ્ણુતા નક્કી કરવાની ક્રિયાને "થર્મૉમેટ્રિ" કહેછે. એથી કરીને શરીરની ઉષ્ણુતા કેટલી "ડિગ્રી" છે તે માલમ પડે છે. અસલના વખતમાં મોંમાં આંગળી મુકીને, ચામડીપર હાથ મુકીને, અને પગ અને કાન હાથમાં લઇને ઉષ્ણુતા કહેતા હતા. જ્યારે "થર્મૉમિટર્" ( ઉષ્ણુતામાપક યંત્ર ) મળી શકતું નથી, ત્યારે કંઈ ઉપલી રીત ખોટી નથી, કારણુ એથી કરીને પણ ઉષ્ણુતા માલમ પડી આવેછે.

"થર્મૉમિટર્" ઘણી જાતનાં આવેછે, પણ તે સર્વમાં "સેલ્ફ્ રજીસ્ટરિંગ્ ક્લિનિકલ થર્મૉમિટર્" ઘણું ઉપયોગી છે. બીજાં "થર્મૉમિટર્" વાપરવા કરતાં એ વાપરવામાં ઘણા ફાયદા છે. ( ૧ ) "સેલ્ફ્ રજીસ્ટરિંગ્ થર્મૉમિટર્" માં જે ટોટીની અંદર પારો રહેછે, તે ટોટી ઘણી સાંકડી હોયછે, તેથી કરી આજુ બાજુની ચીજની ઉષ્ણુતાની અસર એકદમ તેનાપર થાયછે. ( ૨ ) "સેલ્ફ્ રજીસ્ટરિંગ્ થર્મૉમિટર્" ની દાંડીપર જે કાપા પાડેલા હોયછે, તે ૮૦ થી ૧૨૦ ( ફૅરન હાઈટ ) હોયછે. ( ૩ ) "સેલ્ફ્ રજીસ્ટરિંગ્ થર્મૉમિટર્" ની દાંડીમાં એક બીજો પારાનો બુંદ હોયછે. તે બુંદનો પારો અને ટોટીનો પારો એ બેની વચ્ચે હવા હોયછે, અને તેથી બન્ને છુટા રહી શકે છે. ઉપલા પારાના બુંદને "ઇન્ડેક્સ્" કહેછે. જ્યારે ટોટીનો પારો ચઢેલો નીચે ઉતરેછે, ત્યારે એ "ઇન્ડેક્સ્" નીચે ઉતરતી નથી, તેથી કરીને ગમે તે વખતે તે વાંચી શકાય છે.

બીજી વખતે ઉષ્ણુતા માપતીવેળા આ "ઇન્ડેક્સ્" નીચે ઉતારવી પડેછે. તેટલા માટે "થર્મૉમિટર્" બીજી આંગળી અને અંગુઠાની વચ્ચે ઝાલી, ટોટી નીચે રાખી, દાંડીપર આંગળીનું ટેરવું રાખી, ઘુંટણવાળી તે ઉપર હાથ રાખી કાંડા આગળથી હાથને એક બે આચકા મારવાથી "ઇન્ડેક્સ્" નીચે ઉતરેછે; અથવા આગલી આંગળી ટોટી નીચે રાખી, હાથના એક બે ઝટકા મારવાથી "ઇન્ડેક્સ્" નીચે ઉતરે છે. આ પ્રમાણે "ઇન્ડેક્સ્ પહેલા કાપા નીચે ઉતારવામાં આવેછે પણ ટોટી આગળ સાંકડી નળી છે, તેની અંદર ઉતરવા દેવી નહીં, કારણ કે જો તેની અંદર ઉતરશે, તો તે ટોટીના પારા જોડે મળી જશે અને એ "સેલ્ફ્ રજીસ્ટરિંગ્" છે, તે "સેલ્ફ્

રજીસ્ટરિંગ્" રેહશે નહીં. કેટલાંક "થર્મૉમિટર" "સેલ્ફ્ મૅગ્નિફાઇંગ્" હોયછે, એટલે કે તે યંત્રના કાચની ગોઠવણ એવી હોયછે, કે લખેલા આંકડા મોટા વંચાય છે અને તેથી તે ઘણું સુગમતા ભરેલું થઈ પડેછે. પણ આ ગોઠવણ કંઈ બહુ જરૂરની નથી. ઘોડામાં 'થર્મૉમિટર્" ગુદાસ્થાનમાં મુકવામાં આવેછે અને ઘોડીમાં યોનિમાં મુકવામાં આવેછે. ઘોડીમાં યોનિમાં મુકવામાં આવે છે, તેથી ઉષ્ણતા જરા કમી માલમ પડેછે.

"થર્મૉમિટર્" મુકતી વખતે ઘોડાનું માથું અને ડાબો પગ પકડી રખાવવો, અને એક મદદનીસપાસે તેની પુંછડી તેના જમણા "ક્વાર્ટર્" તરફ પકડી રખાવવી. ડાકટર પછી ડાબા "ક્વાર્ટર્" પર પોતાનો હાથ રાખી યંત્રની (ગુદાસ્થાનનું છિદ્ર એકદમ સંકોચાઈ જાય નહીં તેટલા માટે) ટોટી દિવેલમાં બોળી મુકેછે. તે વખતે "થર્મૉમિટર્ કલમની માફક લઇને એવી રીતે ધીમે અંદર દાખલ કરવું, કે ઘોડો ઉભો થઇને મસ્તી કરે નહીં. તેને આંતરડાની દિવાલથી ત્રણ ચાર ઇંચને છેટે આવે ત્યાંસુધી જવા દેવું, કે જેથી કરીને જે જે ભાગના ઘસારામાં આવતુ જાય તે તે ભાગની ઉષ્ણુતા તેનામાં આવતી જાય. જો જરા પણ ક્ષોભકતા થશે, તો લાદ બહાર નિકળશે, અને જો તેમ થાય, તો લાદ પડતી વખતે "થર્મૉમિટર્" બહાર કાઢી લેવું. વળી સંભાળ લેવી કે ટોટી લાદની અંદર દબાઈ જાય નહીં, કારણકે જો ટોટી લાદમાં ડટાઈ જાય, તો જે ખરી ઉષ્ણતા હોયછે, તેથી ઓછી ઉષ્ણતા માલમ પડેછે. સાધારણ કામકાજને માટે ત્રણ મિનિટ સુધી ગુદાસ્થાનમાં "થર્મૉમિટર" રાખવું બસ છે. જો ચાર મિનિટ રાખવામાં આવેછે, તો એક "ડિગ્રી" વધારે માલમ પડેછે. ચાર મિનિટથી વધારે રાખવાથી, કંઈ પણ વધારે ઉષ્ણુતા માલમ પડતી નથી. આપ્રમાણે ત્રણ મિનિટ સુધી "થર્મૉમિટર્" રાખી, તેને ધીમે ધીમે ખેંચી લઈ, આંગળીએ વતી સાફ કરી વાંચવું. વાંચવા અગાઉ કોઈપણ વખત ઉના પાણીમાં બોળવું નહીં. સાધારણ રીતે ઘોડાના ગુદાસ્થાનમાં ઉષ્ણુતા ૯૯.૪ ડિગ્રી "ફેરનહાઇટ" થી ૧૦૦.૪ "ડિગ્રી" હોય છે, પણ એની સરાસરી ઉષ્ણુતા ૧૦૦ "ડિગ્રી" (ફેરનહાઇટ) ગણાયછે.

## ઘોડાની ઉષ્ણુતાપર નીચલી ચીજ અસર કરેછે.

(૧) દિવસનો વખત (સવારે, બપોરે, અને રાત્રે શરીરની ઉષ્ણુતા જુદી જુદી હોય છે). (૨) હવા (ગરમ અથવા ઠંડી). (૩) ખોરાક અને પાણી. (૪) કસરત (ઘોડો ચાલેલો હોય ત્યારે ઉષ્ણુતા જુદી હોય છે ને

બેઠેલો હોય છે તે વખતે ઉષ્ણતા જુદી હોય છે). (૫) જાતિ (નર કે માદા). (૬) ઉમ્મર. (૭) એ સિવાય બીજી કેટલીક બાબતો.

તંદુરસ્ત હાલતમાં શ્વાસોચ્છ્વાસની ક્રિયા અને નાડીના ધબકારાનું પ્રમાણ ૧:૪ હોય છે, પણ જેમ જેમ ગરમી વધતી જાયછે, તેમ તેમ શ્વાસોચ્છ્વાસની ક્રિયામાં ઘણો વધારો થતો જાયછે, અને ઉષ્ણકટિબંધમાં બપોરે શ્વાસોચ્છ્વાસની ક્રિયા ઘણા જોરથી ચાલેછે.

શ્વાસોચ્છ્વાસની ક્રિયા જુદી જુદી રીતે તપાસવામાં આવેછે. હલકી જાતના "લાઇટ બ્રેડ" અને ભાર ખેંચનારા ઘોડાને સારી રીતે દોડાવીને અને ગાડીના ઘોડાને ડુંગરપર ચઢાવીને શ્વાસોચ્છ્વાસની ક્રિયા તપાસવામાં આવે છે. તેટલા માટે એક આદમીને ઘોડાપર બેસાડી તપાસનારના મોં આગળ, એક બાજુથી બીજી બાજુ તરફ ઘોડાને કુદાવતો કુદાવતો લઈ જવામાં આવેછે. વળી તે આદમીને કહી રાખવું. કે તેણે આવતી વખત એકદમ તપાસનારના મોં આગળ તેને ઉભો રાખવો, કે જેથી નસકોરાં, વાયુનળી અને છાતીનો કોઇપણ ભાગ કાન મુકી તપાસી શકાય. "રોરિંગ્" અને "વ્હિસ્ટ્લિંગ્" જેવા અવાજો વાયુ નળીના સાંકડા થવાને લીધે, અથવા તેના આકારમાં કંઈ પણ અનિયમિતપણું થવાને લીધે સંભળાય છે. કેટલીક વખતે નાકના રસ્તામાં કંઈ અડચણને લીધે, અથવા તેના આકારમાં કંઈ ફેરફાર થવાથી પણ આવા અવાજ સંભળાય છે. જ્યારે કોઇપણ કારણને લીધે ઘોડાને કુદાવવાનું બની શકે એમ હોતું નથી, અથવા તે નુકસાનકારક જણાય છે, ત્યારે ફેફસાં અને વાયુનળી "ઑસ્કલ્ટેશન્" થી તપાસવાં જોઇએ. પણ નરગોટો તપાસવાને માટે બીજા ઉપાય જેવા કે (૧) "પુટિંગ્હિમ્ અગેન્સ્ટ્ ધ વૉલ્." અને (૨) "કૉફિંગ્" તે યોજવા પડશે. પહેલી રીતે તપાસતી વખતે તપાસનાર ધણી ડાબા હાથમાં લગામ પકડે છે, અને જમણે હાથે ચાબુક લેછે. પછી જ્યાં સુધી તેની જમણી બાજુ દિવાલની સામા આવે, ત્યાંસુધી ઘોડાને ચલાવેછે. પછી એકદમ ચાબુક વતી ઘોડાને માર્યા વગર ચાબુકનો અવાજ કરેછે, તેથી ઘોડો માથું ઉંચું કરી "રિબિંગ્" (ઉંડો શ્વાસ) લેછે. બીજી રીતે તપાસતી વખતે નરગોટા, વાયુનળી અથવા ફેફસાંમાં દાખલ થયલો કોઈ ક્ષોભક પદાર્થ જેવી રીતે નિકળી પડે, તેવી જાતની કોઇપણ કૃત્રિમ ક્રિયાથી ઘોડાને ખોંખારાવવામાં આવેછે. તે માટે નરગોટાનો નીચલો ભાગ અથવા વાયુનળીની પેહેલી કડી આંગળી અને અંગુઠા વચ્ચે દાબીને તેની પાસે ખોંખારાવવામાં આવેછે. ઉધરસ ખવડાવ્યા પછી જો જાનવર પોતાનું ગળું ઘણી મહેનતથી સાફ કરતો દેખાય, તો તેનામાં કફ નિયમસર

છે એમ સમજવું. પણ ક્ષોભકતા ઉત્પન્ન કર્યા પછી જો તે ઉધરસ ખાવી જારી રાખે, તો જાનવર એબવાળું સમજવું, અને પછી શું એબ છે, તે શોધી કહાડવા મહેનત કરવી.

તંદુરસ્ત અને દરદી હાલત નક્કી કરવાને માટે ચામડી અને શ્લેષ્માવરણુની સ્થિતિ પણ તપાસવામાં આવેછે. "નૉનૂથ્રિફ્ટિ" ઘોડાની ચામડી સુકી હોય છે, અને તે ચામડી "હાઈડ બાઉન્ડ્" કેહવાય છે. "સ્ટેરિંગ્ કોટ્" સ્થિતિનું કારણ "ઇરેક્ટર્ મસ્કયુલર્ ફાઇબ્રુર" નું અનૈચ્છિક સંકોચાવવું છે. તાવ ઘણો જોશમાં હોયછે ત્યારે ચામડી સુકાઈ જાયછે, પણ તકતકતી રહેછે. જ્યારે સખત વેદના થાયછે, ત્યારે જે ઇંદ્રિયમાં દરદ હોયછે, તેની ચામડીના ઉપરના ભાગમાંથી ગરમ પરસેવો નિકળે છે. જ્યારે ઠંડા પરસેવાના ઝેબ છુટે છે, તે વખતે જાનવરનું મરણ પાસે આવ્યું એમ સમજવું, કારણકે જ્યારે જીવનશક્તિ ઓછી થઈ જાય છે, ત્યારેજ ઠંડો પરસેવો છુટો છે.

શરીરની સ્થિતિના પ્રમાણુમાં "બ્યુકલ્" (મોંનું) "સ્નાઇડેરિયન્" (નસકોરાંનું) "કંજંક્ટાઇવિલ" (આંખનું) અને "વલ્વલ્" (યોનિનું) ના શ્લેષ્માવરણુના રંગ જુદાજુદા હોય છે. હૃષ્ટપુષ્ટ અને લોહીઆળ જાનવરમાં શ્લેષ્માવરણ હમ્મેશા ચળકતા ગુલાબી (પિંક્) રંગના હોય છે. પણ જુદાજુદા શ્લેષ્માવરણમાં થોડો થોડો ફેરફાર હોય છે, તેથી એ તપાસવાને માટે ઘણો મહાવરો હોવો જોઇએ.

જો શ્લેષ્માવરણુનો રંગ લાલ હોય, તો તાવ અથવા સ્થાનિક સોજો, અથવા આખા શરીરમાં યા કોઈ ભાગમાં રૂધિરાભિસરણુની ક્રિયા તે વખતે ઘણા જોરથી ચાલેછે, એમ તે બતાવી આવેછે જો રંગ પીળો હોય, તો કલેજામાં કંઈ બગાડો થયો છે એમ તે બતાવી આપેછે. જાબુડો રંગ, શ્વાસની ક્રિયામાં કંઈ વાંધો છે એમ બતાવેછે. સુકી ચામડી, અતિશય ભિનાસવાળી ચામડી (પ્રવાહી પદાર્થ તેમાંથી વધારે વહેતો હોવો જોઇએ), વળી ડાઘા, ફોલ્લા, ચાંદા, એવી કેટલીક બીજી બાબત સંભાળથી તપાસવી, કારણ કે તે દરદની નિશાની છે. ફિક્કું પડી ગયેલું શ્લેષ્માવરણ પાંડુરોગ અને ઓછું લોહી છે એમ બતાવેછે.

શરીરમાંથી મુખ્ય બહાર નિકળતા પદાર્થ જેવા કે લાદ, મૂત્ર, બાહ્યશ્વાસમાં નિકળતી હવા, પસીનો, દુધ, આંસુ વગેરે તપાસવાથી પણ ઘણી ઉપયોગી ખબર મળેછે.

લાદ એ ખોરાકનો ન પચેલો અથવા ખોરાકમાંનો ન પચવા લાયક ભાગ છે. તેની સાથે અન્નમાર્ગની દિવાલમાંથી નિકળતો રસ, તથા કલેજામાંનું

પિત્ત મિશ્ર થયલું હોયછે. લાદની વાસ કેવી છે, તેમાં શું છે, અને તેનો રંગ કેવો છે તે જાણવું જરૂરનું છે. જો લાદ ઘણી ગંધ મારતી હોય, તો તે અપચા અથવા ઘણું ખવડાવ્યાને લીધે ગંધ મારે છે. જો લાદમાં કરમ હોય, તો નિયમ કરતાં કંઈ પણ તેની સ્થિતિમાં વધતો ઓછો ફેરફાર થયલો છે, એમ સમજવું. જો લાદનો રંગ માટી જેવો હોય, તો કલેજું મંદ ચાલેછે એમ સમજવું. જો લાદ ઘણી કાળી હોય, તો કલેજાની ક્રિયા ઘણા જોરથી ચાલેછે એમ સમજવું. ખોરાકની અંદર કોઈ રંગેલો પદાર્થ જવાથી કેટલીક વખતે લાદ માટી જેવી દેખાય છે.

પિશાબ મોટા પ્રમાણમાં નિકળે છે, અને ઘણા ઘણા પદાર્થનો બનેલો હોય છે તેથી તપાસ કરવાને માટે એ પણ ઘણોજ ઉપયોગી થઈ પડે છે. ચોવીસ કલાકમાં બધું મળીને કેટલો પિશાબ નિકળે છે તે જોવું, અને એક વખતે કેટલો નિકળે છે તેની તપાસ રાખવી. આખા દિવસમાં પિશાબ ૮½ પાઈંટ થાય છે. પણ પાણી પીધાના પ્રમાણમાં, ચામડી અને મલોત્પાદક ઈંદ્રિયોની શકિત અને પુષ્ટિના પ્રમાણમાં, વધતો ઓછો પિશાબ થાય છે. કેટલીક વખતે જેમ કે મધુપ્રમેહમાં પિશાબ વધારે થાય છે, ને બીજાં દરદ જેવાં કે તાવ તેમાં પિશાબ ઓછો થાય છે. ઘોડાનો પિશાબ સીધી લીટીમાં પડે છે, અને છેલ્લી વખતે પિચકારીમાંથી ઉડતો હોય એમ દેખાય છે. પિશાબની ધાર અથવા તેની પડવાની બાજુ, એ તંદુરસ્ત હાલતમાં જે રીતે પિશાબ નિકળે છે તે કરતાં કંઈ પણ જુદી માલમ પડે, અથવા પિશાબ કરતી વખતે કંઈ અડચણ પડે, તો તરતજ મૂત્રમાર્ગની એમને એમ, અથવા મૂત્રનળી મુકી બરાબર તપાસ કરવી. તંદુરસ્ત હાલતમાં ઘોડાનો પિશાબનો રંગ ફિકકો, પીળો, અથવા અંબર હોય છે. પણ દરદ વખતે ખુબ પીળો, અને નારંગી રંગથી તે રાતા રંગ જેવો હોય છે.

---

## પ્રકરણ અગિયારમું.

### ઘોડા તથા બળદ વચ્ચેનો તફાવત.

( ૧ ) ઘોડાની ખરી આખી હોય છે, અને બળદની ખરી ચીરેલી હોય છે.

( ૨ ) ઘોડાને શિંગડાં હોતાં નથી, અને બળદને શિંગડાં હોય છે.

( ૩ ) ઘોડાને માથે "પોલ્" હોય છે, અને બળદને માથે "નમ્બોરૂ" હોયછે.

( ૪ ) ઘોડાને યાળ હોય છે.

( ૫ ) ઘોડાની ખાંધ ( વિધર્સ્ ) નાની હોય છે, અને બળદની ખુંધ ( હેમ્પ્ ) મોટી હોય છે.

(૬) ઘોડાની ગરદન નીચેની ચામડી ઝુલતી હોતી નથી, પણ બળદની ગરદન નીચેની ચામડી "ડ્યુલૅપ્" ઝુલતી હોય છે.

(૭) બળદને બે નાનાં આંગળાં હોય છે, અને ઘોડાને તેવાં આંગળાં હોતાં નથી.

(૮) બળદની પુંછડીને છેડે ગુચ્છો હોય છે, અને ઘોડાની પુંછડી માફક છેક ઉપરથી તેના પર બાલ ઉગેલા હોતા નથી.

(૯) બળદને "મફ્લ્" હોય છે.

(૧૦) બળદનો ધુમટો કોથળી જેવો હોય છે, અને વૃષણ લંબગોળ હોય છે.

(૧૧) બળદના ઉપલા જડબામાં દાંતની એક ગાદી જેવું હોય છે, અને તેના નીચલા જડબામાં આઠ છેદક દાંત હોય છે. બળદના મોંમાં ફાડનારા દાંત હોતા નથી.

(૧૨) બળદને એક અન્નાશયને બદલે ચાર અન્નાશય હોય છે. તેનાં નામ (૧) "રૂમેન્", (૨) "રેટિક્યુલમ્" (૩) "ઑમેસમ્" અને (૪) "ઍબોમેસમ્" છે.

(૧૩) "કૅનન્" અથવા "શૅંક્" હાડકાના નીચલા છેડાપર બળદને બેવડાં આંગળાં છે.

(૧૪) બળદને ૧૩ પાંસળી, અને ઘોડાને ૧૮ પાંસળી હોય છે.

---

## પ્રકરણ બારમું.

### બળદને પાડવાની રીત.

બળદને પાડવાની ઘણી રીત છે, પણ મુખ્ય ત્રણ છેઃ—(૧) ગામઠી, (૨) અમેરિકન, અને (૩) અંગ્રેજી.

બળદને પાડતી વખત નીચલી બાબત ધ્યાનમાં રાખવી. તેને પોચી નરમ જમીનપર અથવા ઘાસની બનાવેલી પથારીપર પાડવો. એક મજબુત માણસને તેનું માથું સોંપવું, અને કહી મુકવું કે જેવું માથું જમીનપર પડે, કે તરતજ નાથ પકડી પોતાના હાથના દબાણથી શિંગડું જમીનપર દાબી રાખવું.

ગામઠી રીતમાં એક મોટું દોરડું વાપરવામાં આવે છે. જે બાજુપર બળદ પાડવો હોય, તેની સામી બાજુપર માણસે ઉભા રેહવું. દોરડાનો એક છેડો પેટની નીચેથી લઈ પીઠપર લાવી મોટા છેડા જોડે ગાંઠ બાંધી આમળો ખવડાવવો. પછી છુટો છેડો બે પગની વચમાંથી લઈ પાછલા

જમણા પગનીપર આમટો લઈ ખેંચવો, કે જેથી પેટ ખેંચાવાથી જમણો પગ આમ તેમ હલાવી જમણી બાજુપર બળદ ગબડી પડશે. જ્યારે જમીનપર બળદ પડે કે તરતજ માથા આગળનો આદમી માથું નીચે દબાવેછે, અને બીજો આદમી ચારે પગ મજબુતીથી બાંધીલે છે. ચાર પગ બાંધ્યા પછી પેટપરનો સરગાંઠ છોડી નાખવો.

અમેરિકન રીત ગામઠી રીતને મળતી આવે છે. ૩૦ ફીટ દોરડું લઈ પહેલાં શિંગડાની આજુ બાજુ તેને લપેટી ગાંઠ બાંધવી. પછી તેને છાતીની આસપાસ લઈ ખુંધની પાછળ ગાંઠ બાંધવી, અને ત્રીજી ગાંઠ પેટની આસપાસ લઈ પીઠપર બાંધવી. પછી દોરડું ખેંચ્યાથી પેટપર દબાણ આવ્યાથી તે પડી જાય છે. જ્યારે બળદ જમીનપર પડે છે, ત્યારે ઉપર બતાવ્યા પ્રમાણે ચારે પગ બાંધી લેવા.

અંગ્રેજી રીત ઘોડાને એવડા દોરડાથી જે રીતે પાડવામાં આવે છે, તેના જેવી છે.

---

## બળદના દાંતનું કોષ્ટક.

| દાંત. | | દુધિયા. | જાથુના. |
|---|---|---|---|
| છેદક | વચલા | જન્મ પહેલાં થોડા દિવસ. | ૧½ વપ. |
| | બાજુના | આગમજ અથવા પછી ... | ૨½ વર્ષે. |
| | બહારની બાજુના. | ૧૪ દિવસ પછી ......... | ૩½ વર્ષે. |
| | છેડાના | ૨ થી ૩ અઠવાડીઆ પછી. | ૪½ વર્ષે. |
| દાઢ | ૧ લી | જન્મ પહેલાં થોડા દિ- | ૧½ વર્ષે. |
| | ૨ જી | વસ આગમજ અથવા | ૨$\frac{૯}{૨}$ વર્ષે. |
| | ૩ જી | પછી ............... | ૩½ વર્ષે. |
| | ૪ થી | ......................... | ૬ થી ૯ વર્ષે. |
| | ૫ મી | ......................... | ૨½ થી ૨ વર્ષે. |
| | ૬ ઠ્ઠી | ......................... | ૪ થી ૫ વર્ષે. |

સમાપ્ત.

